वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदोः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



# અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

## *"Sri Govinda Deekshita Ghatika Sthanam"*


29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866

E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org


## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્રૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુક્લ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન સાદું (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ | | |
| શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

# અનહદ બાની



❑ સુભાષ ભટ્ટ

**રૂ**મીનો સોબતી અને શાગિર્દ શમ્ઝે-તબ્રીઝ તેના 'મકાલાત'માં એક અદ્ભુત દરવિશનો અનન્ય પ્રસંગ કહે છે. એક દિવસ એક વિદ્વાન એવા સાધકે કોઈ વજૂદ-સંબોધિની પળ બાદ પોતાના બધા ગ્રંથો-ચોગો-ટોપી નદીમાં વહેતાં કરી દીધાં. તેની બધી ઓળખ વહેતી કરીને અનાસક્ત બનીને એકાંત-મૌનમાં રહેવા લાગ્યો. થોડા દિવસો બાદ એક ભાવક તેને મળવા આવ્યો અને આ રૂપાંતરણનું કારણ પૂછ્યું. તો દરવિશ કહે, 'મેં તો જીવતર આખું શાસ્ત્રાર્થોમાં વેડફી નાખ્યું. પરમનો જીવંત ગ્રંથ તો વાંચ્યો જ નહીં. જો તે મને મળશે અને પૂછશે કે,

તારી આંખોથી તેં નૂરે-ઈલાહી નીરખ્યું?
તારા કર્ણો થકી તેં પંખીની આયાતો સાંભળી?
તારા નાક થકી તેનો મઘમઘાટ પામ્યો?
તારાં આંગળાં થકી પળે-પળે પ્રગટતા જીવનને સ્પર્શ્યો?
તારા મન થકી માશૂકાનું ઝીક્ર કર્યું?
તારા હૃદય મધ્યે બેસી તેની ઇબાદત કરી?

તો હું તેને શો જવાબ આપીશ એમ સમજીને મેં આ કર્યું છે.

કદાચ, જીવન અધ્યાત્મનાં ખરાં પર્વો આકાશ કે પાતાળમાં છુપાયેલાં નથી પણ પૃથ્વી પર વિખરાયેલાં પડ્યાં છે. તેને વાંચવાં અને જીવવાં આપણા હાથમાં છે. માનવજીવનનો ઘડો આપણી પાસે શું છે તેના આધારે નથી કરવાનો પણ આપણે શેના માટે ઝંખીએ છીએ તેના આધારે કરવાનો છે. બધાના કેન્દ્રમાં હું છું તે તો બાખૂદી (અહંકાર) છે પણ બધાના કેન્દ્રમાં તેનું સ્મરણ રહે તો તે બેખૂદી (અહંનો લોપ) છે. બધામાં તેનું સ્મરણ રહે તે ઝીક્ર પણ છે અને ઇશ્ક પણ છે. પ્રિય દોસ્ત રૂમી તો કહે છેઃ

તમને આપેલ જીવનગ્રંથ વાંચો,
અંતરનો સાદ છે...
પ્રશ્ન અને ઉત્તરની શૂન્ય સમાધિમાં પ્રવેશી જાઓ.

❑❑❑

૧૧૭



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર
વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૨ અંકઃ ૧, મે ૨૦૨૧**

**સંસ્થાપકો :**
**કનૈયાલાલ મુનશી**
**શ્રીગોપાલ નેવટિયા**
**સમર્પણ : સ્થા. ૧૯૫૯**
**નવનીત : સ્થા. ૧૯૬૨**

સંપાદકઃ
**દીપક દોશી**

વરિષ્ઠ ઉપ-સંપાદક
**અનસૂયા સિંધાત્રા**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

**પ્રકાશક :**
**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan@yahoo.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**
૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :** અરવિંદ સ્યાલ

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.



# મુનશીવાણી

## મે ૧, ૧૯૬૩ - ઇતિહાસનું પરિવર્તનબિંદુ

**મારા નવયુવાન મિત્ર,**

લોકશાહી પરિબળો અને પ્રક્રિયાઓને તો સહન કરવાં જ પડશે. રાજ્યનો પ્રભાવ આમે ય આપણા દેશમાં વધારે છે અને હવે એ પ્રજાજીવનના ઘણા બધા અંશોને આવરી દેશે. જોખમ દૂર થયા પછી આપણે લોકશાહી સ્વરૂપો અને પ્રક્રિયાઓ તરફ પાછા વળી શકીશું કે કેમ તેનો આધાર આ તાકીદની પરિસ્થિતિના અંતે કેવી પરિસ્થિતિ પ્રવર્તતી હશે તેના પર રહેશે.

ધર્મનાં તમામ રૂપોની ધાર બદલાશે છતાં સચ્ચાઈપૂર્ણ ધર્મદૃષ્ટિ વિકસાવવી જ પડશે. એમાંથી જ રાષ્ટ્રીય અસ્તિત્વ અને સ્વાતંત્ર્યરક્ષાના મહાન ધ્યેય માટે સ્વાર્થને ગાળી નાખવાની વૃત્તિ ઉદ્‌ભવશે.

એક મિત્ર 'નેફા' ખાતેની લડાઈમાં માર્યા ગયેલા એક સૈનિકના પિતાને આશ્વાસન આપવા માટે ગયો. પિતાએ કહ્યું: ''મને એ વાતનો સંતોષ છે કે મારો પુત્ર રણમેદાનમાં બહાદુરીથી લડીને સ્વર્ગે સંચર્યો છે. એણે મારા માટે પણ સ્વર્ગનાં દ્વાર ખોલી દીધાં છે.'' આ છે ભારતની સાચી શૌર્ય-પરંપરાનું ઝળકતું ઉદાહરણ.

સાથોસાથ ચીની આક્રમણે આપણા જીવનમાર્ગ માટે, આપણી સહિષ્ણુદૃષ્ટિ માટે, નૈતિક મૂલ્યો માટેના આપણા આદર માટે અને માનવજીવનને ઉચ્ચ અને પવિત્ર સ્થાન આપતા આપણા આદર્શો માટે જોખમ ઊભું કર્યું છે. આ તાકીદના સંજોગોમાં જરૂરી એવી પ્રતિકાર માટેની દૃઢતા વિકસાવવાની સાથે આ મૂલ્યોની રક્ષા કરવાની સમસ્યા પણ આપણી સામે છે.

આ રીતે જોતાં આ આક્રમણ ભારત દીર્ઘ કાળથી જે આધ્યાત્મિક મૂલ્યોનું સમર્થન કરતું રહ્યું છે એને પડકાર સમાન છે. મને ખાતરી છે કે આ પડકારને લોકો સ્વીકારી લેશે. આપણી માતૃભૂમિ પ્રત્યે અને જે મૂલ્યોની આપણે પ્રતિષ્ઠા કરી છે એ પ્રત્યે ભક્તિભાવના જાળવી રાખશું જ અને નિશ્ચલ દૃઢતાથી આવી પડેલા આક્રમણનો પ્રતિકાર કરશું.

**[ક્રમશઃ]**



# વાણીની યાત્રા

☐ મકરન્દ દવે

**અ**ગાઉ આપણે ભજનવાણી વિશે વાત કરી. ભજનની વાણી બીજી સામાન્ય વાણીથી કેટલી જુદી પડે છે તે આપણે જોયું. આપણે એ પણ વાત કરી કે બજારની લેતી-દેતીની વાણી છે, વ્યવહારની વાણી છે, ઘર-કુટુંબની વાણી છે, સુખ-દુઃખની વાણી છે. આ બધી વાણી બાહ્ય જગતની છે - વૈખરી છે. 'વૈખરી વિશ્વવિગ્રહા' વૈખરીનું સ્વરૂપ વિશ્વમય છે. તે જગતની સાથે જોડાયેલી છે. જ્યારે ભજનની વાણી આપણને જગતમાંથી જગદીશ્વર ભણી લઈ જાય છે. ભજનની વાણીનું દૃષ્ટાંત આપતાં આપણે એને ગંગા સાથે સરખાવી. હિમાલયમાંથી ગંગા પ્રવાહિત થાય છે. તેનાં પણ વાણીની જેમ ચાર સ્વરૂપ છે. વાણીનાં ચાર સ્વરૂપ વૈખરી, મધ્યમા, પશ્યંતિ અને પરા.

ગંગા પણ હિમાચ્છાદિત બરફમાં છે. શિવની જટામાં સમાય છે, સ્થિર છે. જ્યારે શિવના જ્ઞાનમય ચૈતન્યનો પ્રકાશ

ઉજ્જ્વળ થાય છે. સમાધિમાંથી નેત્રો ખૂલે છે ત્યારે એ પ્રવાહિત થાય છે. બહાર જેમ બરફમાં આચ્છાદિત જળ બરફરૂપે પડ્યું છે અને તેના પર સૂર્યનાં કિરણો પડે છે તેમ તે વિગલિત થાય છે. ગૌમુખ - ગૌ એટલે વાણી. ગંગાને વાણીની સાથે આપણા દ્રષ્ટાઓએ સરખાવી છે. વાણીનું સ્વરૂપ જોવું હોય તો ગંગાનું સ્વરૂપ જોવું. વાણીની પવિત્રતા, વાણીની નિર્મળતા, વાણીનું શિવ - પરમજ્ઞાન સાથેનું સાયુજ્ય એ બધાનું આપણને ગંગા દર્શન કરાવે છે.

પહેલી પરાવાણી છે - હિમાચ્છાદિત, હિમમંડિત, પરમ શાંત અને એનો કોઈ પાર ન પામી શકે. જ્ઞાનના સૂર્યનાં કિરણો પડતાં તે પ્રવાહિત થાય છે અને ઝરણાંરૂપે કલકલ નાદરૂપે નીકળી પડે છે. પશ્યંતિ વાક્‌માં પ્રથમ સ્ફુરણ, પ્રથમ સ્પંદન થાય છે. પછી મેદાનોમાં આવી સમથળ વહેતી જાય છે તે મધ્યમા વાક્. અને પછી તો વહેવાર જગતમાં આવતી વૈખરી વાણી તે હુગલી છે. કોલકાતા પાસે તે સમુદ્રને મળવા જતાં અતિ મલિન થઈ ગયેલી કારણ કે તે માટી સાથે લઈ આવે છે. વાણીનું ઉદ્‌ગમ તો પવિત્ર હિમમાંથી છે, નિર્મળ જળમાંથી છે, ચૈતન્યના જળમાંથી છે. પણ દેહ સાથે જોડાઈને, મન સાથે જોડાઈને, બુદ્ધિ સાથે જોડાઈને એ માટી લઈ આવે છે. દેહ મર્ત્યલોકનો ભાગ છે. મનને પણ સ્થૂળ જ કહ્યું છે, મર્ત્ય કહ્યું છે કારણ કે તે મર્ત્ય સાથે જોડાયેલું છે. મન, બુદ્ધિ, અહંકાર સુધી અપરા પ્રકૃતિ. પરા જ્યારે અપરા સાથે જોડાય ત્યારે અપરાની મલિનતા, સ્થૂળતા તેની સાથે જોડાઈ જાય છે અને માનવીની વાણી પંગુ બની જાય છે, અસમર્થ બની જાય છે. વાણી ચૈતન્યમયી છે પણ આપણી મૃત્યુલોકની વાણી પામર વાણી બની જાય છે.

વૈખરીથી શરૂ કરીને પરા ભણીની વાણીની ઊર્ધ્વયાત્રા શરૂ કરીએ તો શું થાય છે? શું ઘટના બને છે? એ આપણને ભજન સમજાવે છે. ભજન દ્વારા આપણે વાણીની અંતર્મુખી ધારા અનુભવીએ છીએ, અંતર્મુખી યાત્રા કરીએ છીએ. ભજનોમાં વારંવાર આવે છે કે, 'આ ઘટમાં જ બધાં તીર્થ છે.' આ બધાં તીર્થો આપણી અંદર હોવાં છતાં આપણે એની યાત્રા કરતા નથી, એનાં દર્શન કરતા નથી કારણ કે આપણી ગતિ એ તરફ થઈ નથી. આપણી વાણીની ગતિ થાય, આપણી અંદરના ચૈતન્યની વિવિધરૂપે આપણને અનુભૂતિ થાય એના માટે આપણે ચાર ધામની યાત્રા કરીએ છીએ. ભારતના દ્રષ્ટાઓએ જે યાત્રાધામો રચ્યાં છે તેમાં આ તત્ત્વ સમાવી લીધું છે. એકદમ સ્થૂળ દષ્ટિવાળા લોકોને પણ કંઈક ઝાંખી થાય છે.

ભજનની સાથે સાથે વાણીની યાત્રા થાય તો શું ઘટના બને છે એ જરાક નીરખીએ. આપણે ચાર ધામની યાત્રાએ નીકળીએ. વાણીની યાત્રા કેવી રીતે શરૂ થાય છે? મુખથી શરૂ થાય છે. મુખ એનું

દ્વાર છે. વૈખરી વાણી તો બહાર વેરાઈ જાય છે, છિન્ન-ભિન્ન થઈ જાય છે. એ ચંચળ છે, હવામાં વિખેરાઈ જાય છે. જ્યારે અંતર્મુખી વાણી એકત્રિત થતી જાય છે. એ છિન્ન-ભિન્ન નથી થતી પણ સંશયોને છિન્ન-ભિન્ન કરે છે. એ આપણી બધી શક્તિઓને એકત્રિત કરે છે, સંગ્રહિત કરે છે અને પ્રકાશિત કરે છે. આપણે જ્યારે ભજનની એક પંક્તિને કે હરિના નામને મુખમાં લઈએ છીએ કે ભજન ગાઈએ છીએ ત્યારે વાણીનું સ્વરૂપ ફરી જાય છે. એ વાણી વહેવારની વાણી કે વેપારની વાણી રહેતી નથી પણ પ્રેમની વાણી બની જાય છે, ભાવની વાણી બની જાય છે અને આંતર્પ્રજ્ઞાની વાણી બની જાય છે. મુખ એ વાણીની અંતર્મુખી યાત્રાનું દ્વાર છે. આપણે નામ લઈશું, અંદર ઘૂંટીશું, તેને ઘૂંટાવા દઈશું અને વાણીને ઘાટ પામવા દઈશું. વાણી આકૃતિ ધારણ કરશે.

પહેલી યાત્રા કયા ધામની કરીશું? પ્રથમ યાત્રાનું સ્થળ દ્વારિકા છે. દ્વારિકા - દ્વાર જ નામ આપ્યું છે. મુખદ્વાર એ દ્વારિકા છે જેમાં પશ્ચિમમાં અંતર્મુખી યાત્રાનો ઉઘાડ થઈ રહ્યો છે. 'પશ્ચિમ ઊગ્યા ભાણ.' જ્ઞાનનો પ્રકાશ પશ્ચિમમાં થાય છે. ભજનની પ્રક્રિયા જગતની પ્રક્રિયાથી ઊલટી છે. 'ઊલટી ગંગા સવળાં નીર' પશ્ચિમમાં ભાણ ઊગ્યો ને પ્રભાત કેમ થયું? મારી વાણીનું પ્રભાત દ્વારિકામાંથી થશે જે પશ્ચિમમાં છે. આશ્ચર્યની વાત એ છે કે એ યાત્રાસ્થળે આદિ શંકરાચાર્યએ શારદાપીઠનું સ્થાપન કર્યું છે. શારદા એટલે સરસ્વતી, એટલે વાણી, એટલે વાક્. તેનું પ્રથમ સ્થાન ત્યાં આપ્યું કારણ કે વાણીની યાત્રા ત્યાંથી બંધાય છે. તેને જગત ભૂશિર કહે છે જ્યાં જગતનું સ્વરૂપ જગદીશ્વર સાથે જોડાઈ જતું આવે છે. 'પશ્ચિમમાં મેર કી ઘાટી' પશ્ચિમ દિશા જે અસ્તાચળ ભણી લઈ જાય છે એને ઉદય ભણી લઈ જવું - તે પ્રથમ પ્રક્રિયા. વૈખરીને અંતર્મુખ કરવી તે વૈખરી બહાર વેરાઈ જતી હોય તેને એકત્રિત કરવી તે. આપણા મુખદ્વારને દ્વારિકા બનાવીએ તો? ત્યાં મીરાંએ દ્વારકાધીશના મંદિરમાં ભજનો ગાયાં હતાં. મીરાંની વાણી આપણા મંદિરમાં ન સાંભળી શકીએ? અંદરના ઘુમ્મટમાં એના પડઘા પડતા ન સાંભળી શકીએ? જો મીરાંનું ભજન સાંભળીએ ત્યારે એવું થાય કે આપણે દ્વારિકાના મંદિરમાં દ્વારકાધીશની સન્મુખ છીએ તો દ્વારકાધીશ પ્રસન્ન થાય. મારી ભક્તિની વાણી જ છે, મૂર્તિમંત વાણી જ છે. વાણીની અધીશ્વરી મીરાં દ્વારિકામાં જગદીશ્વરમાં સમાઈ ગઈ. આ આંતરચેતનાનો પ્રથમ પ્રવેશ થયો. ભગવાનના સ્વરૂપમાં વાણી મળી ગઈ. વાણી પરમ સાર્થક થઈ સાફલ્ય બની.

ભગવત્ સ્વરૂપ દ્વારા વાણી યાત્રા કરતી કરતી કેવી રીતે અંતર્મુખી થાય છે તે આપણા દ્રષ્ટાઓએ ભારતનાં તીર્થોમાં બતાવ્યું છે. પ્રથમ તીર્થ આપણે દ્વારિકા જોયું. ત્યાર પછી આપણે બદરી-કેદાર

જઈએ. બદરી-કેદાર સાથે જ ગણાય છે. બદરીવિશાલ એ વિષ્ણુ સ્થળ છે અને કેદાર શિવ સ્થળ છે. એ મધ્યમા છે. મધ્યમા સ્વરૂપનું સ્થાન કંઠમાં છે. કંઠસ્થાનમાં વિષ્ણુતત્ત્વ એટલે ભક્તિ, રસ અને આનંદ અને શિવતત્ત્વ એટલે જ્ઞાન અને સમાધિ - એ બંનેનું મિલન થાય છે. મધ્યમામાં ભાવધારા અને જ્ઞાનધારા એમ બે ધારા વહેતી હતી તે એકત્ર બની. કંઠસ્થાનમાં આવીએ ત્યારે આપણી ભક્તિ જ્ઞાનમય અને ભાવમય થાય છે. એ પ્રજ્ઞાનમાં પ્રકાશિત ભક્તિ છે. કેવડી મોટી વાત બની ગઈ! વિષ્ણુ રક્ષક છે અને શિવનું સંહારક સ્વરૂપ છે. જે સંરક્ષણ કરે છે અને જે સંહાર કરે છે એ બંને અહીં સાથે છે. સંહારક આપણા અજ્ઞાનનો, અવિદ્યાનો, જડતાનો અને દેહભાવનો નાશ કરે છે. વિષ્ણુ આપણી ભક્તિને, આપણા ભાવને સુદૃઢ કરે છે અને આત્મતત્ત્વને જાગૃત કરે છે, જ્ઞાનને પ્રકાશી દે છે. શિવ દ્વારા અવિદ્યાનો નાશ. વિષ્ણુ દ્વારા વિદ્યાનું પોષણ. બંને એક જ તત્ત્વ છે અને એક જ કાર્ય છે. અંધકાર ગયો અને પ્રકાશ થયો. ઘટના સમાન બની. શિવ અને વિષ્ણુનું કાર્ય સમાન બની ગયું. મધ્યમામાં સંરક્ષણ અને સંહાર સમાન બની ગયાં. શિવે હળાહળનું પાન કર્યું અને નીલકંઠ બનીને કંઠમાં વિષ અને અમૃતને સમાન કર્યાં. કંઠમાંથી જ્યારે ભક્તિ થાય છે ત્યારે તે સ્વરમયી બને છે. કંઠમાં વર્ણ નથી, સ્વર છે. મીરાં કહે છે કે 'ઓઢું હું કાળો કામળો, દુજો દાગ ન લાગે કોઈ.' રંગ-બેરંગી સંસાર ત્યજીને મીરાં એકરંગી બની ગયાં. બે રંગા નહીં પણ એક રંગા, એકનિષ્ઠ.

જ્યારે એકરંગી ભક્તિ મધ્યમામાં થાય ત્યારે વાયુ અને વૃત્તિ સમાન બને છે. વાયુ અને વૃત્તિ બંને એકબીજાનાં અગ્નિ અને વાયુની જેમ મદદકર્તા છે. અગ્નિને વાયુ પ્રદીપ્ત કરે અને અગ્નિની જ્વાળાને ઉપર લઈ જાય. વાયુ અગ્નિનો સારથિ છે. આ વાયુની અંતરધારા મારા પ્રાણના અગ્નિને ઉપર લઈ જાય છે. પ્રાણ અને અપાન સમાન બનીને જ્યારે આંતરચેતનાને જાગૃત કરે છે ત્યારે મધ્યમામાંથી આગળ જતાં એક ઘટના બને છે. એ હૃદયમાં બને છે. વાણીનાં ચાર સ્થાન - મુખ, કંઠ, હૃદય અને નાભિ. આપણી યાત્રા હવે હૃદયમાં આવી. એનું ભૌતિક તીર્થક્ષેત્ર છે જગન્નાથપુરી. એ હૃદય ક્ષેત્ર છે.

આપણે જગતભૂશિર દ્વારિકામાં જગત સાથે હતા અને હવે જગન્નાથમાં આવ્યા. જગત અને જગન્નાથ જુદાં નથી. જગત એ વ્યક્ત છે અને જગન્નાથ અવ્યક્ત છે. જગન્નાથમાં ત્રણ ધારા મળે છે - સુભદ્રા, બળરામ અને કૃષ્ણની. ત્રણમુખી ધારા એક બની ગઈ. ઊંડાણથી જોશો તો આપણાં સ્થૂળ તીર્થો સાથે સૂક્ષ્મ વણાયેલું જ છે. એનો જો ઉઘાડ થાય, એનું દર્શન થાય તો કામ થઈ જાય. એમ કહેવાય છે કે કૃષ્ણના શબનું સમુદ્રને દાન કર્યું પછી તે પ્રવાહિત થઈને સમુદ્ર વાટે પુરીના દરિયા

પાસે નીકળ્યું હતું. એટલે એની સાથે ભાવધારાનો સંબંધ છે. જગન્નાથપુરીના મંદિરમાં યાત્રા કરીએ તો ત્યાં વિરહનું દશ્ય મળશે. દ્વારિકામાં મીરાં મળી હતી તો પુરીમાં ચૈતન્ય મળ્યા. દ્વારિકામાં કંઠનું દાન મળ્યું તો પુરીમાં ભાવનું મૌન મળ્યું - રાધાનો ભાવ. મીરાં નૃત્ય કરે છે, કીર્તન કરતાં કરતાં દ્વારિકામાં કૃષ્ણની મૂર્તિમાં સમાઈ જાય છે. ચૈતન્યએ છેલ્લાં બાર વરસ પુરીમાં ગાળ્યાં. તેઓ ગભીરા ગુફામાંથી બહાર જ નહોતા નીકળ્યા. તે જ તો હૃદયગુહા. સંતો હંમેશાં જ્યારે પોતાના તત્ત્વને પ્રગટ કરે છે ત્યારે તે વાણીમાં કે ઉપદેશોમાં નહીં પણ એને જીવનના પ્રસંગો દ્વારા પ્રગટ કરે છે. કારણકે એમના પ્રસંગો વ્યક્તિગત ચેતના કરતાં વિશ્વચેતના સાથે જોડાયેલા હોય છે. એની ઘટનાઓ વિશ્વચેતના દ્વારા યોજિત હોય છે. આપણા પ્રસંગો વાસના-તૃષ્ણા દ્વારા હોય છે, જ્યારે સંતોના પ્રસંગો ભગવદ્ ચેતન લીલા દ્વારા હોય છે. પશ્યંતી વાક્‌નું સ્થાન હૃદયમાં છે. અહીં આપણે કાળના ક્ષેત્રમાંથી મુક્તિ લઈએ છીએ. જગન્નાથના ક્ષેત્રમાં સર્વ સમાન છે. ત્યાં ઊંચ-નીચનો ભેદ નથી. એ ભેદભૂમિ નથી પણ અભેદભૂમિ છે. જગન્નાથનો પ્રસાદ કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના બધા જ લઈ શકે. એમાં છૂતાછૂત નહીં. અહીં અભેદભૂમિમાં પ્રવેશ કરીએ છીએ. વૈખરી ભેદની વાણી.

ગંગાના જળને લઈ જઈને તેનાથી રામેશ્વરમાં અભિષેક કરવાનો રિવાજ છે. રામેશ્વર એ પરાનું સ્થાન છે. કન્યાકુમારી પણ પરાનું સ્થાન છે જે નાભિમાં છે. પરાવાણી અવ્યક્ત છે, અગ્રાહ્ય છે, અસ્પર્શ્ય છે. આમ આપણી ચારધામની યાત્રા પૂરી થઈ. જો વાણીની યાત્રા નાભિમાં પૂર્ણ થાય તો એક ઘટના બને છે. 'નાભિ બૈઠ ગગન ગરજાવે' નાભિની વાણીથી ચિદાકાશ ઝંકૃત થઈ ઊઠે છે. આપણે ચિત્તાકાશમાં છીએ, ભૂતાકાશમાં છીએ પણ કોઈ દિવસ ચિદાકાશમાં ગયા નથી કારણ કે આપણે યાત્રા જ કરી નથી. ભૂતાકાશ એટલે ચર્મચક્ષુની સ્થૂળ દષ્ટિ. એ પંચમહાભૂતોનું બનેલું છે. ચિત્તાકાશ એ વિચારોનું, કલ્પનાનું, કવિતાનું, ચિત્તનાં રમણીય દશ્યોનું બનેલું છે. જ્યારે ચિદાકાશ એ ચૈતન્યનું આકાશ.

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે,

હું જ પરબ્રહ્મ એમ પોતાના અસ્તિત્વનો ગુંજાર કરી રહ્યો છે. વાણી જ્યારે નાભિમાં બેસે ત્યારે પરાવાણીનો સ્પર્શ થાય છે. અહીં વાણી તો વિરમી ગઈ. પરાશર તો નાભિમાં જ બેસે. (ઋષિ પરાશર એ વેદવ્યાસના પિતા છે. વ્યાસ એ પરા અને પશ્યંતી વાક્‌ના વાહક છે. પરા એ બધી જ વાણીનું ઉદ્‌ગમ સ્થાન છે. એમ પરાશર એ વ્યાસનું ઉદ્‌ગમ સ્થાન છે.)

નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
નાભિ બૈઠ ગગન ગરજાવે

ચિદાકાશમાં એ ગગન ગર્જિત થઈ ઊઠે છે. આ વાણીની ચતુર્મુખી યાત્રા છે. એમ કહેવાય છે કે બ્રહ્મા ચાર મુખે વેદ બોલી રહ્યા છે. આ પરમ વ્યોમની ઋચાઓ પ્રગટ થાય છે. આમ આપણી વાણી વિરામ પામતી પામતી, વિલય થતી શબ્દમાંથી ધ્વનિમાં, ધ્વનિમાંથી જ્યોતિમાં અને જ્યોતિમાંથી તત્ત્વમાં વિરામ પામે છે અને પરમ પદમાં સ્થિર થાય છે. વાણીની યાત્રા આપણાં બાહ્ય તીર્થો દ્વારા વ્યક્ત કરવામાં આવી છે અને આંતરયાત્રા દ્વારા એનું દર્શન થઈ શકે છે. આમ બધાં જ તીર્થને આપણે ઘટમાં પામી શકીએ છીએ. એટલે ભજન આપણને આપણા પોતાના સ્વરૂપનું કેવી રીતે દર્શન કરાવે છે - સ્થૂળવાણીમાંથી સૂક્ષ્મ સ્પંદન સુધી, સૂક્ષ્મ દર્શન સુધી કેવી રીતે લઈ જાય છે એની આજ થોડી વાત કરી, થોડીક ઝાંખી કરી. એમાં જેમ ઊંડા ઊતરીશું તેમ વાણીના તેજસ સ્વરૂપનું, બળવાન સ્વરૂપનું દર્શન થતું આવશે.

મનુષ્યની વાણી સામાન્ય નથી. જે અમૂલ્ય ધન છે તેનો આપણે દુર્વ્યય કરી રહ્યા છીએ. જ્યારે વાણીની કિંમત સમજાશે, શબ્દનું મૂલ્ય સમજાશે, શબ્દનો મહિમા સમજાશે ત્યારે આપણે એને નહીં વેડફીએ. રામ, કૃષ્ણ, હરિ, ૐ એ શબ્દો તો અમૂલ્ય રત્નો જેવા છે. આપણી સામાન્ય વાણીને પણ ભગવદ્ નામના સ્પર્શથી પલટી નાખીએ. વાણીમાં તો ભગવદ્ ચૈતન્ય વિહાર કરતું આવે છે કારણ કે વાણી તેનું વાહન છે. સ્વર તેનું વાહન છે. દેવોનાં જે જે વાહનો છે તે બધા સ્વર છે. એ સ્વરનાં વાહનો દ્વારા જ આપણે દેવત્વને પામીએ છીએ. નંદી, સિંહ, કુક્કુટ, મોરના અર્થો તેના વિવિધ પ્રકારના જેવા કે હ્રસ્વ, દીર્ઘ, પ્લુત ઉચ્ચારો દ્વારા વ્યક્ત થાય છે. મોરનો પ્લુત સ્વર છે જેની ત્રણ માત્રા છે.

વાણીના અંદરના અવગાહનથી આપણને માત્રા, અમાત્રા, અનંત માત્રાનો અનુભવ થાય છે. કારણ કે વાણી માતૃકામાં લઈ જાય છે. Matrix - જેના દ્વારા સ્વરસંયોજન, વર્ણસંયોજન બન્યું છે, જગત રચાયું છે. ભજનને જે માણસ સૂરમાં ગાય છે, સમજીને ગાય છે, ભજનના ભાવને ગ્રહણ કરે છે, ભજનનાં આંદોલનને ગ્રહણ કરે છે એની યાત્રા દ્વારિકાની યાત્રા, બદરી-કેદારની યાત્રા, જગન્નાથપુરીની યાત્રા બની જાય છે. અને છેવટે રામેશ્વરમ્‌ને ચરણે વિરમે છે. વિરમ્યા પછી એની વાણી સત્યવતી, સત્યપૂત, સ્વયંભૂ, સ્વયંશ્રુત બની જાય છે. અને કૃત્રિમપણું અને જડતા નથી રહેતાં. આપણે આજે જે વાણીની યાત્રા કરી એ અંતરંગ યાત્રા થાય તો મોટું કામ થઈ જાય. આપણાં તીર્થોના મહિમાનું થોડુંક દર્શન આપણે આજના વાર્તાલાપમાં કર્યું.

હરિ ૐ તત્ સત્.

*પ્રાતઃપ્રાર્થના પછી મકરન્દભાઈ જે વાત કરતા હતા તેમાંથી. સં. મીનુ ભટ્ટ

|| શબ્દમૂળની શોધ ||

# વેલાકુલ, વેરાવલ, લક્ષ્મી, લાંછન

☐ હેમન્ત દવે

**સં**સ્કૃતના વ્યાકરણની જાણકારીના અભાવે ઉપરટકે દેખાતી સમાનતા ઉપરથી લોકો નિયમો તારવતા હોય છે. જેમ કે, ગમે તે શબ્દને છેવાડે 'મ્' લગાવવાથી એ સંસ્કૃત બની જાય! જેમ પેલી વાર્તામાં આવે છે તેમ, બાપં ભાતં ઊનં, બાપા ભાત ઊનો છે, અથવા 'અષ્ટંપષ્ટમ્' એ શબ્દ. તો 'સીતા'નું સંબોધનવિભક્તિનું રૂપ '(હે) સીતે' થાય એ ઉપરથી 'માતા'નું '(હે) માતે' કરવું એ એવી બીજી, રામાયણ-મહાભારત જેવી પૌરાણિક ધારાવાહિકોને કારણે પ્રચલિત બનેલી, અલબત્ત ભયંકર, ગમ્મત છે. એમાં એ અજ્ઞાન કારણભૂત છે કે સીતાનું પ્રાતિપદિક સીતા છે જ્યારે માતાનું માતૃ. એટલે માતૃનું સંભોધનવિભક્તિનું રૂપ '(હે) માતા' થાય. અસ્તુ. પણ આ પ્રક્રિયા ઋગ્વેદ જેટલી, એટલે કે ઓછામાં ઓછી ચારેક હજાર વર્ષ જેટલી પ્રાચીન છે. विकृतના પ્રાકૃત રૂપ 'વિઅડ' ઉપરથી विक्ट અને मृतकના પ્રાકૃત રૂપ 'મડઅ' (સર॰ ગુજરાતી 'મડું') ઉપરથી પુનઃસંસ્કારિત રૂપ (ભૂળમાં ऋत- છે એવો ખ્યાલ ન હોવાને કારણે) मटक તરીકે જોઈ શકાય છે.

સોમનાથમાં મંદિરની સાથે એક સંસ્કૃત વિશ્વવિદ્યાલય સ્થપાય ક॰ મા॰ મુનશીનું સ્વપ્ન હતું, એ છેક હમણાં श्रीसोमनाथसंस्कृतयुनिवर्सिटी–वेरावलम् રૂપે સાકાર થયું. અહીં વ્યઘાત એ છે કે વેરાવલ શબ્દ સંસ્કૃત ન હોવા છતાં એ રીતે એ સ્વીકારાયો છે! ગયા અંકમાં આપણે 'બંદર'ની અરબી વ્યુત્પત્તિ અને સંસ્કૃતમાં એની માટે वेलाकुल શબ્દ છે એમ જોયું હતું. આ वेलाकुल શબ્દ પ્રાકૃત-અપભ્રંશમાં 'વેળાઉળ' તરીકે અને પછી ગુજરાતીમાં 'વેરાવળ' તરીકે આવ્યો. અને એનું પુનઃ સંસ્કૃતીકરણ वेरावलम् તરીકે થયું! ઇતિહાસનું એક ચક્ર પૂરું થયું.

આ પ્રકારનાં ગમ્મત પડે તેવાં પરિવર્તનો ભાષામાં આવતાં રહે છે. એનું એક મજાનું ઉદાહરણ 'લાંછન' શબ્દ છે. મૂળ સંસ્કૃત શબ્દ लक्ष्म એટલે કે ડાઘ, નિશાન, ચિહ્ન. 'ધ્યેય'ના અર્થનો लक्ष શબ્દ પણ મૂળ તો આ ચિહ્ન ઉપરથી

જ. પ્રાચીન કાળમાં પશુઓની ઓળખ માટે એની ઉપર વિશિષ્ટ નિશાની કરાતી, એટલે એક સમૂહનાં કે એક માલિકનાં પશુઓ ઉપર એકસરખું નિશાન કરાતું. એથી ગેલ્ડનર એમના ઋગ્વેદના અનુવાદમાં सलक्ष्मन्નો અનુવાદ 'mit der gleichen [Herden-] Marke' એમ કરે છે (માયર્હોફર ૨.૮૩). આજે પણ ખાસ કરીને ગાયો ઉપર આ પ્રકારનાં અંકન જોવા મળે છે. એક કાળે પશુ સંપત્તિ ગણાતાં હોવાથી (સર॰ અંગ્રેજીમાં નાણાંના અર્થનો pecuniary શબ્દ જે મૂળે લેટિન pekus = સં॰ पशु ઉપરથી આવ્યો છે) એવાં 'લક્ષ્મન્' એટલે કે ચિહ્નો ધરાવતાં પશુઓ રૂપી સંપત્તિની અધિષ્ઠાત્રી દેવી એટલે લક્ષ્મી. ગુજરાતીમાં 'લખી' અને અવધી, વગેરેમાં 'લચ્છી'. સંસ્કૃત 'ક્ષ' નવ્યભારતીય ભાષાઓમાં બે રૂપે આવે છેઃ 'ખ' અને છ રૂપે. ઉપર જોયાં તે 'લખી' અને 'લચ્છી' સિવાય 'લક્ષ્મણ'માંથી ગુજરાતીમાં 'લખમણ' અને અવધીમાં 'લછમન', વગેરે એનાં બીજાં ઉદાહરણ.

હવે મૂળ વાત. लक्ष्मन् ઉપરથી મધ્ય ભારતીય-આર્ય ભાષાઓમાં लच्छमन અને लक्खमन એમ બે રૂપ થયાં, જેમાં लच्छमन ઉપરથી 'કલંક'ના અર્થનો 'લાંછન' આવ્યો. તો ડિલ ઉપરનો લાલ, બદામી, કાળો કે એવો ડાઘ, એવું નિશાન એ માટેનો ગુજરાતી 'લાખું' શબ્દ એ 'ખ'વાળા રૂપનો વિસ્તાર (સર॰ માયર્હોફરઃ '[lanchitah] steht wohl fur mi. [મધ્ય ભારતીય આર્ય] *lanch° *lacch° < laks „kenneichnen'' ' અને પછી તેઓ लक्ष्मन्નો પ્રતિનિર્દેશ આપે છે. (૨.૯૯). સમયાંતરે એ વિસરાયું કે આ 'લાંછન' શબ્દ પ્રાકૃત છે અને એ શબ્દ જાણે સંસ્કૃત શબ્દ હોય તેમ સ્વીકારાઈ ગયો. એટલે સુધી કે ધાતુપાઠમાં પણ એ लाञ्छ् તરીકે સ્વીકારાયો! અલબત્ત, વીટની એમના 'સંસ્કૃત ધાતુઓ'માં આ ધાતુ વિશે લખે છે કે 'Only in lanchita c. and lanchana c.; perhaps connected with√ laks' (૧૮૮૫:૧૪૭; અહીં c.નો અર્થ ક્લૅસિકલ સંસ્કૃત છે).[૧]

---

[૧] william Dwight Whitney. 1885. *Primary Derivatives of the Sanskrit Language: A Supplement to His Sanskrit Grammar.* Leipzig: Breitkopf and Hartel, London: Trubner. વિધુશેખર ભટ્ટાચાર્યે 'લાંછન' વિશે *વિશ્વભારતી*ના કોઈ અંકમાં ચર્ચા કરેલી એમ સ્મરણમાં આવે છે પણ હાલ એ નોંધ કે સંદર્ભ હાથવગો થયો નથી. મારી આ નોંધ એ ચર્ચાની સ્મૃતિ ઉપર આધારિત છે.

## બે કાવ્યો

**□ હરીશ મીનાશ્રુ**

**જાસૂદ પર જોગિયાનો સૂર**

જાસૂદ પર જોગિયાનો સૂર
ઝાકળના ટીપાના કેફમાં ને કેફમાં
પૂંકેસર ડોલે ચકચૂર

ઘરુણીને આજ ધર્મસંકટ કે ઊંઘરેટા વાટ જુએ ઘરમાં ઠાકોરજી
સૂરની સમેત ફૂલ ચૂંટવું તો કેમ કરી એય તે પરોઢિયાને પ્હોર જી

પંખીના કોમળ પૂર્વાપર સંબંધને
સમજીને પૂછ્યું ઉજાસભીની ગંધને તો ગંધર્વો હાજરાહજૂર
જાસૂદ પર જોગિયાનો સૂર

કળીમાંથી રાગ જાસવંતી ખીલે ને ઝીલે સમ પર વાસંતી આકાશ
કોણ સુણે સુરભિને, સૂર ભીના સૂંઘવાને સ્થિર કોણ કરતું પ્રવાસ

પાંખડીએ પોંખ્યાં રે પૂરવનાં નૂર
રણમાં જીત્યા રે કાંઈ અનહદના સૂર હવે ભાષાને વળગે શું ભૂર
જાસૂદ પર જોગિયાનો સૂર



એક અજાણ્યો અણઘડ આવ્યો, હું શું જાણું?
બે આંખોને વચ્ચે લાવ્યો, હું શું જાણું?

(પુણ્યસ્મરણ: મનહર મોદી)

એક અજાણ્યો અણઘડ આવ્યો, હું શું જાણું?
માટીનો લોંદો કાં લાવ્યો, હું શું જાણું?

ક્ષણ વચ્ચે બાજઠ પથરાવ્યો, હું શું જાણું?
અક્ષત દુ:ખસુખ વડે વધાવ્યો, હું શું જાણું?

ધીમો ધબકારો પહેરાવ્યો, હું શું જાણું?
ઉપરથી અવળો લટકાવ્યો, હું શું જાણું?

પાંખડીઓના તવે ચડાવી ઝાકળ પેઠે
સમજુને સમજણથી તાવ્યો, હું શું જાણું?

પહેલાં આપી આંખ, પછીથી અઢળક આંસુ
સતિયા જીવને કેમ સતાવ્યો, હું શું જાણું?

કોણે પથ્થર પ્રથમ ઉઠાવ્યો, હું શું જાણું?
બોલ પયંબરનો ઉથલાવ્યો, હું શું જાણું?

સરગાપરથી એક છોડવો લાવી કોણે
દુભાયલા મન માંહી વાવ્યો, હું શું જાણું?

પૂછ સૂર્યને એણે શાથી મને જ મારા
પડછાયા સાથે સરખાવ્યો, હું શું જાણું?

હું તો વ્યસ્ત હતો મયખાને, શેખ તને કાં
જન્નતના દ્વારે અટકાવ્યો, હું શું જાણું?

કેમ સૂણી ના આગંતુકની અહાલેક આ:
'ચેત મછંદર, ગોરખ આવ્યો', હું શું જાણું?

કોણ કયામતટાણે પૂછે તને, સિકંદર
ખાલી મુઠ્ઠીમાં શું લાવ્યો, હું શું જાણું?

તરસી નજરે મેં જોયું'તું, પણ સાકીએ
તૃપ્તિનો કાં અર્થ ઘટાવ્યો, હું શું જાણું?

પીડ પરાઈ જાણી ખગની એક કવિએ
અનુષ્ટુપ શી વિધ નીપજાવ્યો, હું શું જાણું?

તમે કહ્યું ઇર્શાદ અને મેં ગઝલને બ્હાને
કેમ કલેજે શબ્દ હુલાવ્યો, હું શું જાણું?

કાળાંધોળાં કરતાં શાહીથી કાગળ પર
કોણે આ કક્કો કવરાવ્યો, હું શું જાણું?

ભરી સભામાં ખુદનું નામ ભણે મક્તામાં
કોણ છે ભાષાનો ભરમાવ્યો, હું શું જાણું?

## બે ગઝલ

**□ ગૌરાંગ ઠાકર**

ફૂલની સાથે બગીચા ના માગ.
પાણીના ભાવે પસીના ના માગ.

મારા દીવા વિષે અંધારને પૂછ;
પણ હવા પાસે સમીક્ષા ના માગ.

માગ, જે કંઈ તને ગમતું હો, પણ
મારી અંદરનો કબીરા ના માગ.

વાત તારી ને ખુદા વચ્ચે છે;
વાતમાં વચ્ચે મસીહા ના માગ.

બિંબની પરવા હો એને તું શોધ;
તું બધા પાસે અરીસા ના માગ.

વાંદરી જાય ને સાંકળ પણ જાય;
સુખનાં સરનામાં ઉછીનાં ના માગ.

તારી પાસે તો છે તારી કડવાશ;
એના માટે તું મદીરા ના માગ.

હું ગઝલકાર છું ગઝલો બોલીશ;
મારી પાસેથી લતીફા ના માગ.



કશું ઊભરાય ભીતરમાં તો હું રાખી નથી શકતો.
છતાં તારા સુધી વરસાદ લઈ આવી નથી શકતો.

તમે ઉસ્તાદ છો બેશક છતાં આ સૂર મારો છે;
તમારા કંઠની શરણાઈમાં વાગી નથી શકતો.

જૂની જગ્યાથી જૂનાં દૃશ્ય દેખાતાં નથી, તો પણ
નવાં દૃશ્યોને માટે બારી બદલાવી નથી શકતો.

હવે તારી તરફદારીમાં કેવળ હું જ બાકી છું;
બધાની માપપટ્ટીથી તને માપી નથી શકતો.

ગઝલના ગામનો વતની છું ને લાઘવમાં માનું છું
હું મારાં સુખ કે દુ:ખ બન્નેને લંબાવી નથી શકતો.

હું તો આ વહેતા ઝરણા સાથેની સ્પર્ધામાં છું તેથી;
હવે હું જિંદગીના ઘાવ પંપાળી નથી શકતો.

મને આ શબ્દ દ્વારા બ્રહ્મ જો દેખાય તો દેખાય,
બીજો તો કોઈપણ રસ્તો હું અપનાવી નથી શકતો.

## સંતોસપ્તક

### ☐ સંજુ વાળા

**(૧) નામ-વચન-વિવેક (મનહર)**

જી રે! એની વાણીમાં વણાતાં
નામ-વચન-વિવેક સંતો!
જી રે! એણે ગાઈ ગાઈ વ્હેંચી
મોંઘાં મૂલે રૂડી મ્હેક સંતો!

અહો! કાંઈ જીવતે જીવ મરવાના
મ્હોત્સવ મનાવ્યા કે -
અહો! જેણે જાણ્યાં એણે દોથે લીધાં
દુઃખણાં, બોલાવી જે...

જી રે! એવી પળતી પરકંમાયુંની
ગુંજે ગરવી ગ્હેક સંતો!
જી રે! ફાલી, ફૂલી રે ફૂલવાડીની
ફોરંતી ફોર્યું નેક સંતો!

હાં હાં જેની નોખી રે વરતી 'ને
નોખા વણજ - વે'વારા જી!
હાં હાં એવાં અજવાળાં કાજે
વાટે ચડી, અંગ બાળે ઘી!

જી રે! એની લાખેણી, લખવેધી
ઊઠે અહોરાત અહાલેક સંતો!
જી રે! લાધે ઊઘડતા દરવાજે,
નમણી ટુકડાની ટેક સંતો!

**(૨) પાકે નહિ જે સડે (ભજનીય ચતુષ્કલ)**

પાકે નહિ એ સડે!
રે સંતો! પાકે નહિ જે સડે!
તપે નહિ તે તન/ઘટને કોઈ અસલ રંગ ના અડે!
રે સંતો! પાકે નહિ જે સડે!

આઘા રહી રહી તળ-વાદળના કરીએ ના અનુમાન
આંખ મીંચાવાના કારણમાં માત્ર હોય નહિ ધ્યાન
ક-ઠેકાણે ખાંખાંખોળે, ખરી જણસ નવ જડે!
પાકે નહિ એ સડે!
રે સંતો! પાકે નહિ જે સડે!

જાગે, જાણે, જપશે એને જડશે, નહીં મીનમેખ
વણ દીધું વરદાન કહો, કે કહો લોહ પર રેખ
ભર્યા રહે ભરપૂર, કયાંય પણ ના ઊતરે, ના ચડે!
પાકે નહિ એ સડે!
રે સંતો! પાકે નહિ જે સડે!

તૂટે એવું તણાય નહીં, ના ઢબી જનારી ઢીલ
સમભાવી થઈ સમ પર રહેતાં જેમ આભમાં ચીલ
નીવડેલાનાં પોત પારખી ખુદ પોતાને ઘડે!
પાકે નહિ એ સડે!
રે સંતો! પાકે નહિ જે સડે!

### (૩) નહિ કોઈ બ્હારા (દેશી ઢાળવાળો ત્રિકલ)

બુંદ, બીજ, બળતણથી નહિ કોઈ બ્હારા
હે સંતો! બુંદ, બીજ, બળતણથી નહિ કોઈ બ્હારા
પિંડ થઈ પરગટવું, પિંડમાં જ
પાથરવાં આસન ને કરવા ઉતારા
હે સંતો! બુંદ, બીજ, બળતણથી નહિ કોઈ બ્હારા

ખોળિયામાં રામ રહે
એટલી સહજતાથી આધિ, વ્યાધિ ને ઉપાધિ
ઓચરવું પડે નહીં
સાંભળવાં, આચરવાં, અનુસરવાં એજ તો સમાધિ
વાડે ચડેલ કોઈ તુંબકમાં
ફૂલ ખીલે, એવાં વ્હાલપ 'ને વરતારા
હે સંતો! બુંદ, બીજ, બળતણથી નહિ કોઈ બ્હારા

સુરતાથી નાતો
સુષુમણાથી બંધાયા સગપણનો ઊડતો ગુલાલ
સમતા આવી, એવી
દઈ ગઈ  શિખામણ કે થોડામાં સમજે એ ન્યાલ
એથી ઉપરિયામણ સંભળાતો આદેશ
કે વડપણને નહીં વારા-તારા
હે સંતો! બુંદ, બીજ, બળતણથી નહિ કોઈ બ્હારા

### (૪) નોબત નિશાન (મનહર)

ધૂંઆધાર ધમધમે નોબત નિશાન સંતો!
ભાળે એ ના ભાખે કદી,
ના ભાળ્યું એ કેમ કરી કરે અનુમાન સંતો?

ભાઈ રે...!
કોઈ તાકે ધબકારા,
કોઈની છાતીમાં ચડે ઘૂમરીએ વા'
ભાઈ રે...!
કોઈ થોડા શ્વાસ કાજે
સાટવે પુનાઈ અને રાજી રાખે રા'
કોઈ જાગે, ઝૂરે અને
આદરે જગન તો યે સાંપડે ના સાન સંતો!
ધૂંઆધાર ધમધમે નોબત નિશાન સંતો!

વીરા રે...!
અનુભવની ઓથે ઊગ્યાં
વિશ્વાસી વન, લાગ્યાં વચનુંનાં ફળ
વીરા રે...!
ઈ રે.. ફળ જે ચાખે એને
ખાવાં-પીવાં પડે નહીં અન્ન અને જળ
વ્હાણ 'ને વ્યવહારા સામે પાર :
જેનાં સુરતા સંભાળી લે સુકાન સંતો!
ધૂંઆધાર ધમધમે નોબત નિશાન સંતો!

### (૫) ચપટીભર સૂંઠ (ઝૂલણા)

સત્ત્વનાં ચાટણે ચપટીભર સૂંઠ સંતો!
શેર માથે સવાશેરની સૌ કરે
આપણી વાત અનૂઠ સંતો!
સત્ત્વનાં ચાટણે ચપટીભર સૂંઠ સંતો!

સાવ નોખા, નિરાળા, ચડ્યા દોહદે
જે વદી ના શકાતું એ સહજા વદે
છૂટ એને મળી છે એ કૈં પણ કરે
એક હદમાં બીજો પગ મૂકે અનહદે
-કે ઇલમ લાકડી ફેરવે 'ને અદલ
સાચમાં ઠેરવે જૂઠ, સંતો!
શેર માથે સવાશેરની સૌ કરે
આપણી વાત અનૂઠ સંતો!
સત્ત્વનાં ચાટણે ચપટીભર સૂંઠ સંતો!

કોઈ અચરજ ભર્યો, આગવો, અચવ્યો
પારખ્યો સ્વાદ 'ને વણકથનથી કવ્યો
ભાવરૂપે નર્યા પ્રગટ્યો આનંદશ્રી
હોઠથી તાંબૂલી રસનાં માફક દ્રવ્યો
સાખ દીધી તરત તેજના પ્રહરીએ
તમસને ટેકવી પૂંઠ સંતો!
શેર માથે સવાશેરની સૌ કરે
આપણી વાત અનૂઠ સંતો!
સત્ત્વનાં ચાટણે ચપટીભર સૂંઠ સંતો!

### (૬) ઉઘાડવાસ અળપીને (દેશી ઢાળવાળો ચતુષ્કલ)

સંતો! ઉઘાડવાસ અળપીને બેઠાં બારણાં
સંતો! આપ કરાવો એજ હવે તો ઓળખ 'ને જે
દેખાડો તે દર્શન એવી લઈ ઊભા અવધારણા
સંતો! ઉઘાડવાસ અળપીને બેઠાં બારણાં

ભાળ્યું કે ભરમાયા એની
ગડમથલમાં ખાધું ગોથું
તથ-વિતથની તડજોડમાં
સફળ થયું ના એકે થોથું
સંતો! માફ કરી દો, મહા મૂરખ તે કનક-હેમ
તરછોડી નકલી ચમક-દમકનાં લીધાં રે ઓવારણાં
સંતો! ઉઘાડવાસ અળપીને બેઠાં બારણાં

અટપટા, અધઆળેખ્યા
નકશા દઈ પાર ઊતરવું ચીંધ્યું
મન-મોતીની પરખ પડી નહિ
હાથ ચડ્યું તે હરદમ વીંધ્યું
સંતો! હુકમ હોય તો બધી કડાકૂટ માંડીવાળી
નર્યા-નીતર્યા નેહે નવરસ ચાખી કરીએ પારણાં
સંતો! ઉઘાડવાસ અળપીને બેઠાં બારણાં

### (૭) નહીં આવન - નહીં જાવન (હરિગીત)

સંતો! નહીં આવન નહીં જાવન ન કોઈ જાતરા
સંતો! પડ્યા પાસા ભલે પોબાર પણ
ના થઈ શક્યાં આયોજનો આગોતરાં
સંતો! નહીં આવન નહીં જાવન ન કોઈ જાતરા

છોને રૂપેરી આભ નવલખ તારલાના
ઝળહળાટે હોઠમાં મરકે, હસે
અપની મઢૂલી માંહી રાજી સાધુજન,
ના વૃત્તિમાંથી સ્હેજ પણ ચસકે, ખસે
સંતો! જગન જિવાઈના માંડે અને
સૌ જીવતાંને હરખે દેતાં નોતરાં
સંતો! નહીં આવન નહીં જાવન ન કોઈ જાતરા

પામ્યા પરમ સંજોગ : બારે મેઘ ઘેરાવા
સમો કો' ભાવ અવતરવા, મથે
ટાણું સપરમું સાચવી લેતા હરિજન
વાણીમાં વિશેષ આદરવા, કથે
સંતો! ત્યજી સૌ તત, તતઃ તત્પર સદા
સત્કારવાને ચિતરા ને ઓતરા
સંતો! નહીં આવન નહીં જાવન ન કોઈ જાતરા

## કાવ્ય

### ☐ વિપાશા

આંખ જ્યાં જાય
ત્યાં આંખો દેખાય
ભરચક
ભરપૂર
બસ આંખો જ.

# પુત્ર



☐ પ્રવીણસિંહ ચાવડા

'ચિંતન યાદ છે, પપ્પા?!'

યાદ કેમ ન હોય? હરપાલના ખાસ મિત્રોમાંનો એક, કુટુંબના સભ્ય જેવો, પણ શરમાળ એટલો કે ઘરમાં પગ મૂકતાં જાણે કે બીએ, ખાસ્સીવાર ઉંબર પર ઊભો રહી આગળપાછળ ડોલ્યા કરે. પછી નમીનમીને પ્રણામ કરે. હાઉ આર યુ, સર? આપ કૈસી હૈ, આન્ટીજી? મિત્રના પિતાને સર કહે!

'આજે તો મોટો બિસનેસમેન બની ગયો છે.'

'શાનો બિસનેસ છે?'

'ડેનિમનાં કપડાં - જીન્સની ફેક્ટરી છે. એક્સપોર્ટ કરે છે. કર્ણાવતી ક્લબની પાછળ એનો બંગલો જુઓ તો!'

દિનુભાઈ ખુશ થયા, 'ચાલો, આનંદની વાત!'

ઘર એક સમયે જુવાન છોકરા-છોકરીઓથી ભર્યુંભર્યું રહેતું. પણ હરપાલ વિદેશ ગયો, કેન્દ્ર ખસી ગયું, તે પછી અપ્સરાઓ અને ગંધર્વો થોડો સમય પાંખો ફફડાવી હવામાં ઓગળી ગયાં. લાંબા ગાળા પછી આવેલો પુત્ર એ ભુસાયેલા ચહેરાઓમાંથી એક એકને પાછા હાજર કરી રહ્યો હતો.

'ચિંતન ખૂબ ડાહ્યો અને વિવેકી. જોકે, તારા ગ્રુપમાં બધાં છોકરા-છોકરીઓ સંસ્કારી હતાં.'

'બધાં?'

'એક જણ સિવાય.'

સામે બેઠેલો અપવાદ સ્વયં ખડખડાટ હસ્યો.

'એને બાળબચ્ચાંમાં શું છે?'

અહીં હરપાલ સહેજ ખચકાયો, 'એનું... મેં તમને વાત નહોતી કરી, પણ... સેકન્ડ મેરેજ છે. પેલામાં તો... એવું થયેલું કે-'

ચિંતનના લગ્નજીવનની કથા ગૂંચવાડાભરી હતી. નાનો હતો, પ્રાઈમરી સ્કૂલમાં ભણતો, ત્યારથી એને એક સખી હતી. કોલેજ સુધી સાથે, છૂટાં પડે જ નહીં, કમિટમેન્ટ એબ્સોલ્યુટ, પણ ચિંતનનાં મમ્મી ડિક્ટેટર, હિટલર જેવાં, અને આપણા ભાઈ માવડિયા, યસ મમ્મીજી, છેલ્લે ફસકી ગયા અને માની આંગળી પકડી જ્ઞાતિની કન્યા સાથે ફેરા ફરી લીધા.

આ હતો ઇતિહાસ. થોડું અટકીને હરપાલે વર્તમાનનો ખંડ ઉમેર્યો, 'નેચરલી, ઇટ ડિડન્ટ વર્ક આઉટ. એકાદ વર્ષમાં જ ડિવોર્સ થયા અને ચિંતનભાઈ બાળસખીની સાથે જોડાઈ ગયા. દોઢ વર્ષનો બાબો છે. ધે આર હેપી.'

દિનુભાઈએ પ્રતિભાવ આપ્યો નહીં, બારી બહાર જોતાં બેસી રહ્યા. હરપાલ એ મૌનનો અર્થ ન સમજે એવું નહોતું. એ હળવેથી બોલ્યો, 'જોકે, આને હેપી એન્ડિંગ કહેવાય કે નહીં એ પ્રશ્ન છે.'

પિતાને કથાઓમાં હતો એટલો જ, એનાથી વધારે રસ કથા કહેનાર પુત્રમાં હતો. લાંબી ગેરહાજરી પછી આવ્યો છે. માણસોને, પશુ-પંખીઓ અને વૃક્ષોને, વાદળો અને આકાશને નવી દૃષ્ટિએ જુએ છે. જૂના સંબંધોને તાજા કરે છે. કથાઓમાં થયેલા વિકાસ, જેનાથી પિતા અજાણ છે, તેના અહેવાલ આપે છે. અહેવાલમાં શબ્દો ઉપરાંત પણ કંઈક હોય છે. એની રમૂજોમાં ભીનાશ આવી છે. આંખોમાં આછી છાયાઓની હરફર થયા કરે છે.

વિધાન કરે છે, અભિપ્રાય આપે છે, પછી ક્યારેક સંકોચ સાથે પૂછે છે - તમે શું માનો છો, પપ્પા? ઓફ કોર્સ, યુ નો બેટર.

સંધ્યાના જે પ્રદેશમાં પોતે હતા ત્યાં આવીને એ અડોઅડ ઊભો હતો.

*

શરૂઆતનાં વર્ષોમાં ઉપરાઉપરી આવતો, સજોડે વધારે સમય ન હોય તો બે અઠવાડિયાં માટે મમ્મી-પપ્પાને મળ્યાં

- ન મળ્યાં ત્યાં ચારે દિશાઓમાંથી કિકિયારીઓ કરતા ડાકુઓ ધસી આવતા અને બંનેને ઉપાડી જતા. એને ઘેર પુત્રનો જન્મ થયો તે પછી એકવાર આવ્યાં હતાં, પ્રથમ દાદા-દાદીને અને પછી કુળદેવીને પગે લગાડવાં. નોકરી, સંતાન અને બધાં કહેતાં તેમ, 'ત્યાંની લાઈફ' ખાસ્સો આઠ વર્ષનો ગાળો પડી ગયો હતો. તે દરમિયાન, અલબત્ત, દાદાદાદી એને ઘેર જઈ આવ્યાં હતાં.

એ મુલાકાતને પણ છ વર્ષ થયાં હતાં.

આ વખતે આવ્યો હતો, પત્ની અને પુત્ર સાથે નહીં, એકલો. ઓફિસનું કે અંગત, કોઈ કામ લાવ્યો નહોતો. પાકાં ચાર અઠવાડિયાં રોકાવાનો હતો. સગાં-સંબંધીઓ અને મિત્રોને સહેજે મળાયું તો ઠીક, બાકી દોડાદોડી કરવી નહોતી. ક્યાંય ફરવા જવું નહોતું, શોપિંગ કરવું નહોતું. બસ, મમ્મી-પપ્પા સાથે રહેવું, મમ્મીના હાથનાં રોટલી-શાક ખાવાં, અસલના પોતાના રૂમમાં, પોતાના પલંગ પર, ખૂબ ઊંઘવું-

વર્તમાનમાંથી છટકી ભૂતકાળના એક ખંડની મુલાકાત.

જોકે, આગમનના બીજા દિવસે આ સંકલ્પની ઘોષણા કરી ત્યારે એક પરિબળને ધ્યાનમાં લેવામાં આવ્યું નહોતું - મિત્રોની જડતા, પ્રેમનું લોખંડી સ્વરૂપ. આક્રમણો શરૂ થયાં. અચાનક, વરંડાને ભરી દેતી હો-હા થાય, બારણું ખખડે. પોલીસ આવી!

ક્ષણમાં તો આરોપીને ઝબ્બે કરીને ઉપાડી જાય.

મિત્રોની એ ટોળકી દ્વારા હરપાલનાં વૃદ્ધ માતાપિતાને સાવ વણદેખ્યાં કરવામાં આવતાં એવું નહોતું, નમસ્તે અંકલ નમસ્તે આન્ટી-એવાં ઉચ્ચક અભિવાદન એમની દિશામાં ઉછાળવામાં આવતાં.

ભાનુબહેન કકળાટ કરતાં, 'અહીં આપણે મારો છોકરો, મારો ટીકલો કરીને મરીએ, પણ આપણો તો હિસાબ જ નથી.'

'એવું છે?'

'સરખું મોઢુંય જોવા મળતું નથી. મમ્મીની રસોઈ, મમ્મીના હાથની દાળ- એવાં ગાણાં ગાતો'તો તે કે'દાડે ડાઈનિંગ ટેબલ પર બેઠો? બે-ત્રણ દિવસે આપણો વારો આવે, તેય રસોડામાં ઊભેઊભે, ઝાપટ મારીને બે રોટલી ઊની ઊની ચાવી જાય. મમ્મી, ગોળનો ડબ્બો ક્યાં છે? આટલાં વરસ અમેરિકામાં રહ્યો પણ સુધર્યો નહીં.'

'સુધરવા મોકલ્યો'તો?'

'રાતે બે-અઢી પહેલાં આવવું નહીં, બપોર સુધી ઘોરવું. ટાઈમ મળ્યો તો દિવસમાં એકાદવાર હાય મોમ કરીને માને ટપલી મારી લીધી એટલે ભાઈની ફરજ પૂરી.'

'એ ટપલી તો લાખ રૂપિયાની છે. મેં બજારમાં તપાસ કરી-'

'મૂવો! વળગીને ફેંદી નાખે છે!'

એકવાર હળવેથી એમણે પત્નીનું

ધ્યાન નાનકડી એક વિસંગતિ તરફ દોર્યું, 'મેં એક વસ્તુ જોઈ.'

'શું?'

'ફરિયાદ કરો છો, પણ આપ આખો દિવસ રહો છો ખુશખુશાલ. ઊભરાયે જ જાઓ છો. નરસિંહ મહેતાનાં પરભાતિયાં કેન્સલ અને જૂનાં ગાયનો ગાતાં થઈ ગયાં- ઝૂલે મેં પવન કે આઈ બહાર!'

ભાનુબહેન હસી પડ્યાં.

'પંદર દિવસમાં તો, જુઓ ને, ગાલ ખેંચાઈને ગલગોટા જેવા થઈ ગયા છે!'

સામેથી અણધાર્યો ટોણો આવ્યો, 'તે તમેય કે'દાડે બે ઘડી શાંતિથી મારી પાસે બેઠા છો!'

વિષયાંતર!

તોપનું નાળચું પતિની સામે!

આ કોપમાં વજૂદ નહોતું, છતાં દિનુભાઈએ પોતાનો બચાવ કર્યો નહીં. જે વિષય તર્કના કાર્યક્ષેત્રમાં જ ન હોય એમાં વાદ-પ્રતિવાદ કેવો?

રાતના કોઈવાર પાસું ફેરવતાં જાગી જવાય. પાંપણો અડધી ઊઘડે. બાજુમાં નિરાંતે સૂતાં પત્નીને જુએ. વિચાર આવે કે આ જ ઘરમાં, આ છાપરા નીચે, અડધો પરિચિત અડધો અપરિચિત એક યુવાન પણ ઉપરના માળે એના રૂમમાં સૂતો છે.

વિસ્મય, વિસ્મય!

*

આ વખતનું તેનું આગમન કંઈક અનોખી રીતે થયું હતું.

ઉપરના માળે અભ્યાસખંડમાં જ વાંચતાં- વાંચતાં આંખ મળી ગઈ હતી. ડોરબેલ સાંભળીને હાંફળાંફાંફળાં બેઠા થઈ ગયા. કેટલા વાગ્યા હશે-ત્રણ? ચાર? બત્તીની સ્વિચ જડી નહીં અને અંધારામાં ભીંત ફંફોસતાં આગળના રૂમની બારી પાસે ગયા.

સળિયા પકડીને નીચે નજર કરી તો આંગણું ખાલી!

આવું કોઈકોઈવાર બનતું. ઊંઘમાં ડોરબેલ સંભળાતો. સપનાંમાં આવાં અડપલાં કોણ કરતું હશે?

કોઈ હતું તો નહીં, છતાં પાછા વળતાં પહેલાં પૂછવા ખાતર ધીમેથી પૂછ્યું, 'કોણ?'

'હું છું, પપ્પા.'

વૃદ્ધને સમજાયું નહીં. પરોઢ થયું નથી, આખું નગર નિદ્રાધીન છે, મારે એક પુત્ર તે ઘણે દૂર વસ્યો છે. તો, મને આવું સંબોધન કરનાર, પુત્ર હોવાનો દાવો કરનાર આ બીજો કોણ ફૂટી નીકળ્યો?

કે પછી સપનાનો જ આ વિસ્તાર છે?

એ ઊંચેથી જોતા હતા અને આગતુંક નીચે બારણા પાસે ઊભો હશે તેથી દેખાયો નહોતો, ત્રણચાર ડગલાં હઠીને પાછળ ગયો અને હાથ ઊંચો કર્યો, 'હું છું, પપ્પા. હરપાલ.'

પુત્રે પોતાની ઓળખાણ આપવી પડી!

કાળના પ્રવાહમાં છૂટા પડેલા જળબિંદુ જેવી એ ક્ષણ હતી. ઊંચે, બારીના સળિયા

પકડીને ઊભેલા પિતા અને આંગણા વચ્ચે ચંદ્રપ્રકાશમાં તરતો પુત્ર.

પિતાના જર્જરિત હૃદયનો વિચાર આવ્યો હશે તેથી, તરત જ બે હાથ ઉલ્લાસપૂર્વક હવામાં ઉછાળતાં ઉમેર્યું, 'ચિંતા ન કરતા, અમસ્તો જ, તમને મળવા આવ્યો છું, એવરીથિંગ ઇઝ ઓલ રાઈટ.'

નીચે જઈ બારણું ઉઘાડ્યું.

જે થોડા શબ્દોની આપ-લે થઈ તે સાવધાનીપૂર્વક થઈ હતી, છતાં ભાનુબહેન જાગી ગયાં હતાં. પડછાયાની જેમ સરતાં એ આવ્યાં. બારણા આગળ બેગો પાસે ઊભેલો યુવાન. ટૂંકા વાળ. બે દિવસની વધેલી દાઢી.

શબ્દો નીકળ્યા નહીં. ગાલ-હોઠ ધ્રૂજવા લાગ્યા. ફર્સ્ટ એઇડની જરૂર હતી એવું પતિને લાગ્યું! હાથ પકડીને બેસાડ્યાં અને પીઠ પસવારતાં ધરપત આપી, 'હરપાલ છે, આપણો હરપાલ. તમને મળવા આવ્યો છે, સરપ્રાઈઝ આપવા.'

'દેખાય છે! આંધળી નથી!'

'તમે આવું ન કરો, આમ જુઓ, મારી સામે-'

ચા પિવાઈ ગઈ તે પછી મોડેમોડે હરપાલે એક વિગત ઉમેરીઃ એ આવ્યો હતો વહેલો, ચાર પહેલાં, બેગો ઉતરાવી ટેક્સી રવાના કરી.

'પણ બેલ તો પાંચ વાગ્યે સંભળાયો.'

'હા.'

'તો, ચારથી પાંચ, એક કલાક-?'

'જલસા કર્યા.'

પિતાને થયું, હજુ અમે અડધાં ઊંઘમાં છીએ, મન-હૃદયનું ઘડિયાળ પૂરેપૂરું ગોઠવાયું નથી-

'ભાઈ, જરા અમને સમજાય એવું બોલ, એવા સમયે કેવા જલસા કોની સાથે કર્યા તે કહે.'

'હીંચકા પર બેસી રહ્યો.'

'હીંચકા પર?'

'મને થયું, તમારી ઊંઘ બગાડવી-'

અરે, અરે!

પછીનો સંવાદ માતા અને પુત્ર વચ્ચે થયો. પિતા બોલવાની સ્થિતિમાં નહોતા.

'ઘરની બહાર?'

'યસ, મમ્મી!'

'એકલો?'

'તો એમાં શું થઈ ગયું, મમ્મી?'

'આવું ન કરાય, બેટા. થોડી દયા રાખ. અમારે ઘડપણમાં વળી ઊંઘ કેવી?'

'એકલો નહોતો, મમ્મી. ઘર હતું, તમે હતાં. એ એક કલાક જે... થયું છે, જે... મળ્યું છે એની તમે કલ્પના નહીં કરી શકો. ઇન્ડિયા આવ્યાનું વસૂલ થઈ ગયું. તમે સામે બેઠાં છો અને આપણે વાતો કરીએ છીએ તે નફામાં.'

પિતા આંખો બંધ કરીને બેસી રહ્યા.

આ કેવું? જાણ કર્યા વગર પરદેશથી અચાનક આવેલો યુવાન સીધો ઘરમાં પ્રવેશ કરતો નથી, એ આંગણામાં બેસી રહે છે - અને પછેડી ઓઢીને સૂતેલા પોતાના વૃદ્ધ ઘરના ઓળાને જોયા કરે છે. જ્યાં જન્મીને મોટો થયો તે ઘર.

એની ભીંતો, બારણું, બારીઓ, નેવાં.

આ મારું ઘર.

અત્યારે, આ ક્ષણે, મારાં વૃદ્ધ માતાપિતા એમાં નિરાંતે સૂતાં છે.

મારા આગમનથી અજાણ.

દૂર નથી, બારણું આ રહ્યું સામે.

ઇચ્છું ત્યારે - આ ક્ષણે જ - પ્રવેશ કરી શકું. મારો અધિકાર છે.

વિકલ્પે, પ્રવેશની ઉતાવળ ન કરું, બહાર બેસી રહું. મારો અધિકાર છે.

*

'ડેન્કી, ખરો ને, પપ્પા?'

'ખરો.'

'એનો કોન્ટેક્ટ થઈ ગયો.'

શું કરે છે અત્યારે?'

'ચંદીગઢમાં છે. ટી.સી.એસ.માં ટોપ પોઝિશન પર છે.'

'ગુડ. એ છોકરાને નોકરીની બહુ જરૂર હતી.'

'હી ઈઝ કમિંગ ધિસ વીકએન્ડ.'

'ખાસ તને મળવા?'

'નવાઈ કરે છે? સુનીલ પણ આવવાનો છે મેંગલોરથી. પપ્પા, આ બધા તો ગાંડિયા છે!'

વાત સાચી, ગાંડા જ કહેવાય. આજના જમાનામાં કયો ડાહ્યો કામધંધા બૈરી છોકરાં છોડીને મિત્રને મળવા દોડી આવે?

ડેન્કી કહેતાં દિનેશ સિંગ. એની લાચારી દિનુભાઈએ જોઈ હતી. મૂળ અયોધ્યા પાસેનું ઠાકુર ખાનદાન, પિતા યુનિવર્સિટીમાં અધ્યાપક હતા, પરંતુ કોઈ કારણે માનસિક રીતે અસ્વસ્થ રહેતા. ધીરેધીરે નોકરીએ જવાનું બંધ થઈ ગયું. તે સ્થિતિમાં દિનેશનાં મમ્મી ટ્યુશન કરીને જેમતેમ ઘર ચલાવતાં.

મિત્રો આપે તે કપડાં પહેરતો. શૂઝ આણે આપ્યા, ગોગલ્સ પેલાએ અપાવ્યા. 'મેરા મૂજ મેં કુછ નહીં' -એવું પણ સાવ નહોતું. હતો ખૂબ રૂપાળો. ઊંચી સપ્રમાણ કાયા, તાંબા જેવી ત્વચા અને ઘાટીલો ચહેરો. વસ્ત્રો એનાથી શોભતાં.

આજે બધું બદલાઈ ગયું હતું. ઉચ્ચ કૂળની ઠાકુર કન્યા મળી. ઢગલો પગાર, ચંદીગઢમાં બંગલો. અગાઉના બધા હિસાબ ભરપાઈ કરી દીધા. નાની બહેનને ભણાવી, પરણાવી. માતાપિતા પણ એની સાથે હતાં.

દિનુભાઈ વિચારતા - કથાઓ તો અગણિત છે. તારા મિત્રોની, નજીકનાં દૂરનાં સગાંની.

'આ દેશ તો કથાઓનો સાગર છે, ભાઈ.'

કોઈ કોઈ પાત્રને એ સામેથી યાદ કરાવતા, 'હરપાલ, એક પંજાબી છોકરી હતી તારી ફ્રેન્ડ, નામ ભૂલી ગયો-'

'મધલી.'

ઉર્ફે મધુમતી.

સાવ ભોળી છોકરી. કાલુંકાલું બોલે. એ મિત્રોની ટોળીની સભ્ય નહોતી, બહાર હતી.

'મળી તને?'

'મળી.'

'એ તો તું કહેતો નથી. ક્યાં છે, શું કરે છે?'

'કહેતો નથી, કારણ કે કહેવા જેવું કશું છે નહીં.'

'એવું હોય?'

'કેમ ન હોય, પપ્પા? કોઈ માણસના જીવનમાં નવું કંઈ બને જ નહીં, એ જ ઘર. એ જ જોબ, એ જ ભોળપણ કહો કે બાઘાઈ. પૂજ્ય ડેડી. પરમપૂજ્ય મોમ. નો ચેન્જ, નો મૂવમેન્ટ.

એટલે કે, કાળની ગતિ બધે સરખી હોય એવું નથી. કોઈ કોઈ જગ્યાએ ધીમો પડે છે, થંભી જાય છે.

વિગતોમાં રસ છે ને, પિતાશ્રી? તો આ રહી વિગતોઃ

'મધુની નાની બહેન પરણીને યુ.એસ. ગઈ. મોટાં ભાઈ-ભાભી બંને ડોક્ટર. તે કંઈ આવડા ઘરમાં સમાય? એમને મોટો બંગલો જોઈએ અને તે નજીકમાં નહીં, શાપિત આત્માઓની છાયા પણ અભડાવે નહીં એટલે દૂર. રહ્યાં આપણાં શ્રવણબહેન, તે માતાપિતાની સેવા કરી પુણ્યનું ઊપડે નહીં એટલું મોટું પોટલું બાંધી રહ્યાં છે.

હરપાલની આંખો ભીની થઈ, 'ચેન્જ આવશે એક દિવસ. દાંત પડી ગયા હશે અને ગાલે ખાડા. પ્રાતઃસ્મરણીયો પરલોકમાં લહેર કરતાં હશે ત્યારે આ ત્યાગમૂર્તિ પોટલાની ગાંઠ છોડીને ફેંદશે - પુણ્યના ગાભા, સત્કર્મોના કાંકરા.'

*

ઘરમાં પગ વાળીને બેસતો નથી, માના હાથનું જમતો નથી, જાણે દુનિયામાં ભાઈબંધો સિવાય બીજું કશું છે જ નહીં-

આ ફરિયાદમાં સત્ય હતું તો તે માતૃપ્રેમનું. ભાઈબંધો સારો એવો ભાગ પડાવી જતા તે સાચું - એમના અધિકારનો સ્વીકાર કરવો રહ્યો - પણ તેથી કૂવો ખાલી થઈ જતો નહીં. એ છેક કાંઠા સુધી ઊભરાતો રહેતો.

'પપ્પા, જોશીકાકા કેમ છે?'

જોશીકાકા તે દિનુભાઈના ગણ્યાગાંઠ્યા મિત્રોમાંના એક. ત્રણ દસકા સાથે નોકરી કરી હતી, એક જ ઓફિસમાં. નિવૃત્તિ પછી ગાંધીનગર રહેતા હતા.

પિતાને ગમ્મત પડી. જોશીને યાદ કર્યા ખરા!

'મને પૂછે છે - હું તો ખોટુંય બોલું, મારો શો વિશ્વાસ? - એના કરતાં તું જ ફોન કરીને પૂછને. કાકા-કાકી ખુશ થઈ જશે.'

'ફોન નથી કરવો, જાઓ!'

શબ્દો ઉદ્ધતાઈભર્યા, પણ એમનો અર્થ કંઈક વિપરીત હતો.

ફોન ન કર્યો તે ન જ કર્યો. દસ મિનિટમાં કપડાં બદલીને જોશીકાકાને મળવા ઊપડી ગયો.

વૃદ્ધોની કેટલીક જરૂરિયાતો વિશિષ્ટ હોય.

એકવાર પિતા સામે પીઠ કરી માને

સંબોધન કર્યું, 'પપ્પાને ઇન્ટરેસ્ટ ન હોય તો ભલે રહે ઘેર.'

'હૌ!'

'કાલે સવારે વહેલા જવું છે, મમ્મી?'

'હૌ!'

ક્યાં જવાની વાત હતી? અને, જે કંઈ કામ હોય કે પ્રવૃત્તિ, એમાંથી એક માણસને શા માટે બાકાત કરવામાં આવતો હતો?

ઉત્તર મળ્યો - ભદ્રકાળી મંદિરમાં દર્શને.

સવારની આરતી ટાણે.

લાચાર પિતા કહે, 'અલ્યા, મેં શો ગુનો કર્યો?'

મંદિરે જવા માટેની પોતાની લાયકાત સાબિત કરવી પડી. હાથ જોડીને કહ્યું, 'પૂરેપૂરી શ્રદ્ધા છે. સંપૂર્ણ આસ્થા છે. તમારા લોકોમાં મારા વિશે ખોટા ખ્યાલો ભરાઈ ગયા છે.'

મા કે બાપ, બેમાંથી એકયને થાક લાગતો નહોતો, બહાર જવાનો કંટાળો નહોતો. આમ તો વર્ષોથી હોટેલનું ખાવાનું બંધ કર્યું હતું, આ ઉંમરે અનુકૂળ ન આવે, છતાં છોકરાના મોંમાંથી બોલ નીકળે, લંચ કે ડિનર માટે, તેવાં જ મા આડુંઅવળું જોયા વગર બેડરૂમમાં પેસી જાય. થોડીવારે બારણું ઊઘડે ત્યારે, અહોહો, સિલ્કની સાડી, પરફ્યુમનો મઘમઘાટ!

'શું જોયા કરો છો મોઢું ફાડીને?'

'દેવી, આપ કોણ છો?'

'બહુ થયું! સારા નથી લાગતા!'

'અમે તો સારા ન જ લાગીએ ને!'

'હજુ બેસી રહ્યા છો?'

'હેંડો, આ ઊઠ્યા-'

'તૈયાર નથી થવાનું?'

'અમારે હવે ઘરડે ઘડપણ શું તૈયાર થવાનું? પગમાં ચંપલ નાખી એટલી વાર.'

વહેવાનું હતું.

છોકરો કહે તે પૂર્વ દિશા.

રાણાજીના ભાલે ભાલો!

એક ભેદી પ્રવૃત્તિ ચાલી રહી હતી એનો અણસાર ક્યારેક આવતો. પોતે નવરા બેઠા છાપું ફેંદતા હોય કે હાથમાં આવી તે ચોપડીનાં પાનાં ઉથલાવતા હોય ત્યાં અંદરના રૂમમાંથી કંઈક ગુસપુસ સંભળાય. બારણું અલબત્ત બંધ. એ દિશા તરફ બહુ ધ્યાન ન આપવું હોય, હશે, ચાલ્યા કરે-

અચાનક વૃદ્ધાનું ખડખડાટ હાસ્ય!

'અલ્યા, બે કલાકથી અંદર પુરાઈને મા-દીકરો શું કરો છો?'

'એક જણની નિંદા.'

હાસ્ય તો શમ્યું ન હોય, પણ બોલે ત્યારે સ્વરમાં આંસુની ભીનાશ આવી જાય.

છૂટથી ફરતો.

વિદાય આડે બે દિવસ બાકી હતા. દિનુભાઈ સૂતાંસૂતાં વાંચતા હતા. સાડા બાર-એક થયો હશે પણ ઊંઘનાં લક્ષણ નહોતાં.

કંઈક સંચાર થયો. એમણે પુસ્તક

ખસેડીને જોયું. બારણામાં ઊભો હતો.

ચશ્માં કાઢ્યાં. વચ્ચે આંગળી રાખી પુસ્તક બંધ કર્યું.

હળવેથી આવીને સામેની ખુરશીમાં બેઠો. મધરાતની નીરવતા. રીડિંગ લેમ્પનો મર્યાદિત પ્રકાશ.

એને કંઈક કહેવું હતું, મધરાત પછી જ પુત્ર પિતાને કહી શકે એવું કશુંક?

કે પછી અપેક્ષા હશે, પિતાના હોઠ ઊઘડે...?

ચત્તા સૂતેલા પિતા. સામે ખુરશીમાં બેઠેલો પુત્ર. પિતા એની સામે જોઈ રહ્યા છે, નજર ખસતી નથી. એ નીચું જોઈને બેઠો છે. અડધો કલાક, પાંચ-દસ મિનિટ કે થોડી ક્ષણો?

ઊભો થયો.

રૂમની વચ્ચે ઊભો રહ્યો. ચારે બાજુ જોયું. ભીંતો, છત, પુસ્તકોનું કબાટ. છેલ્લી જગ્યાએ દૃષ્ટિ કંઈક વધારે સમય માટે સ્થિર રહી.

પુસ્તક પિતાની છાતી પર હતું તે લઈ, બંધ કરી, ટેબલના ખૂણા સાથે ખૂણો મળે એ રીતે મૂક્યું. ચશ્માં એની ઉપર ચીવટથી ગોઠવ્યાં.

બત્તી હોલવીને ચાલ્યો ગયો.

*

હવામાં લસરકો. સપાટા ભેગો સપાટો. બાય, પપ્પા!

નો, મમ્મી! પ્લીઝ...!

માનું મસ્તક છાતી સાથે ચાંપીને, બબડ્યો, 'કંઈ થઈ શક્યું નહીં! બધું બાકી રહી ગયું.'

વહેલી સવારની ફ્લાઈટ હતી. ઘેરથી સાડાબારે નીકળવાનું હતું. એરપોર્ટ પર મૂકવા માટે ચિંતન જવાનો હતો. સાથે બીજા બે મિત્રો પણ હતા.

બપોરે આ નક્કી થયું હતું. બેગો ભરાઈ રહી હતી, મા એક એક વસ્તુ યાદ કરીને ગોઠવતાં હતાં, ત્યારે હરપાલે અચકાતાં અચકાતાં સૂચન કર્યું હતું, 'પપ્પા, તમે ન આવો તો... ચાલે, ટાઈમ બહુ ઓડ છે. ખોટો ઉજાગરો થશે.'

આજ સુધી લેવા-મૂકવા ન ગયા હોય એવું બન્યું નહોતું. અમદાવાદને ઇન્ટરનેશનલ એરપોર્ટ મળ્યું નહોતું ત્યારે તો દીકરાને વળાવવા બંને મુંબઈ સુધી જતાં અને બીજા દિવસે પાછાં આવતાં.

આ પણ બરાબર. પ્રગટ આંગણામાં થયો હતો. વિદાય પણ આંગણામાંથી જ લે. તર્કસંગત. ન્યાયસંગત.

નીચે બેસી એકાગ્રતાપૂર્વક પોતાનું કામ કરતાં માની સામે જોઈને બબડ્યો, 'ઇટ ઇઝ ઓલવેઝ ટૂ પેઈનફુલ ફોર હર. શી ઇઝ ડિવસ્ટેટેડ...'

રાતના અંધારામાં ગાડી આવીને ઘર આગળ ઊભી રહી. એમાંથી પડછંદ આકારો ઊતર્યા અને અપરાધીની જેમ આંગણામાં ઊભા રહ્યા. પછી બીતાંબીતાં, સંકોચાઈને નાના બનતા આવીને ભીંતના ટેકે ઊભા રહ્યા.

કોઈ અદશ્ય અને નિષ્ઠુર સત્તાના પ્રતિનિધિઓ.

એકે હરપાલના શૂઝ શોધીને એના પગ પાસે મૂક્યા. બીજાએ એનું જેકેટ ડાઈનિંગ ટેબલની ખુરશી પર પડ્યું હતું તે લઈ લીધું.

ડોક્યુમેન્ટ્સ? પાસપોર્ટ?

વિધિ લંબાવવો જોઈએ નહીં. વિદાયની સાચી રીત એક જ છેઃ બને તેટલા ઝડપથી નીકળી જવું. વળીને પાછળ જોવું નહીં.

'પહોંચીને ફોન કરું છું-'

સોસાયટીના ગેટની બહાર નીકળીને ગાડી જમણી બાજુ વળી લાલ લાઈટો દેખાતી બંધ થઈ. થોડીવાર ઊભાં રહીને ઘરમાં ગયાં. બોલ્યા વગર સામસામે બેસી રહ્યાં.

હવે?

'પાણી લાવું.'

રસોડામાં ગયા. ગ્લાસ લાવીને ધર્યો પણ પ્રતિભાવ મળ્યો નહીં. સ્થિર બેઠેલી મૂર્તિની પાંપણો પણ હાલી નહીં.

'પીઓ!'

રુક્ષ સ્વરે થયેલી આજ્ઞામાં વિષાદભર્યો ઠપકો હતો.

આજ્ઞાનું પાલન થયું. ગ્લાસ હોઠે અડાડીને મૂકી દીધો.

'ક્યાં સુધી બેસી રહેશો? થાઓ ઊભાં.'

હાથ પકડીને બેડરૂમમાં દોરી ગયા. સુવાડ્યાં, છાતી સુધી ચાદર ઓઢાડી, બત્તી બંધ કરીને પલંગના બીજા છેડે ધીમેથી લાંબા થયા.

*

એક સૃષ્ટિ ઊભી થઈ હતી.

હસતા ચહેરા, ઉદાસ ચહેરા.

કેટકેટલી કથાઓ, કેટકેટલી જીવનીઓ. અહેવાલ મળે કે ન મળે, કથાઓ તો આગળ ચાલવાની જ.

પાસાં ફેરવ્યે ગયા. દશ્યો પસાર થયે ગયાં.

અવાજો બંધ થયા, હાસ્યો શમી ગયાં, તે પછી ખાલી કેન્વાસ પર આછી રેખાઓ ઊપસવા લાગી. અંધારામાં ઊભેલું કોઈ હળવે પગલે થોડાં ડગલાં આગળ આવ્યું.

– અંકલ, મને કેમ બાદ કરવામાં આવી?

ઓળખી! ચિંતનની પહેલી પત્ની.

પોતાની પ્રિય સખીની ભાગીદારીમાં સુખનો નવો અધ્યાય લખવા માટે સ્વામીને જેનો ત્યાગ કરવો પડ્યો હતો તે છોકરી. એક જ વાર જોઈ હતી, રિસેપ્શનની ઝાકઝમાળમાં, વસ્ત્રો અને દાગીના જ નહીં, પરિતૃપ્તિ અને ધન્યતાનાં આભૂષણો વડે દેદીપ્યમાન.

સ્વામી દ્વારા કથામાંથી એને બહાર કાઢવામાં આવી હતી, પણ તેથી શું? એની પોતાની કથાનો ત્યાં અંત આવ્યો એવું કયા સત્યના આધારે માની લેવું? વૃદ્ધને શ્રદ્ધા હતીઃ હશે, જ્યાં હશે ત્યાં એ સુખી હશે. એને પણ કોઈ

મળ્યું હશે. પાકી સડકો, ધોરી માર્ગો જીવનમાં ઓછાં હશે, પરંતુ બે બાજુ ફંટાતી કેડીઓ અગણિત છે. વસુંધરાનાં વહાલાં ધોરી માર્ગો પર ધમધમ બૂટ પછાડતાં કૂચ કરે છે, દવલાં એકાદ કેડી પકડી, કોઈના વિનમ્ર હાથના સહારે ડગુમગુ પગલાં માંડે છે.

છોકરીની ફરિયાદમાં હાસ્ય ઉમેરાયું - આપના પુત્રે મને અન્યાય કર્યો, મને યાદ ન કરી!

- ના, બેટા, એવું નથી. એના મૌનમાં તમે હતાં, કથાની પાછળ વિસ્તરેલા અવકાશમાં તમારી પ્રબળ હાજરી હતી.

ખુશ થતીથતી તે ઓગળી ગઈ.

મધલી, મધુમતી તો ગુસ્સામાં હતી.

- આપકા લડકા પાગલ હૈ, અંકલ.

- હું જાણું છું, બેટા.

એ હસી પડી.

- ઐસા નહીં, ઐસા નહીં, આઈ ડોન્ટ મીન ધેટ. હી ઈઝ એ વન્ડરફુલ મેન, માય બેસ્ટ ફ્રેન્ડ, પર કુછ દેખતા નહીં, પૂરી બાત સમજતા નહીં, ઔર આપકે પાસ આકે ગલત રિપોર્ટિંગ કરતા હૈ-

- નિર્મળ પ્રેમમાં ક્યારેક આવી ભૂલ થતી હોય છે, બેટા.

- આયમ નોટ અનહેપી. આયમ નોટ લોન્લી.

- સુખી થાઓ, સુખી થાઓ!

*

આંખ ઊઘડી ગઈ. પલંગના બીજા છેડે ચાદર નીચે ઢંકાયેલા ઓળા સામે જોયું. બારી બહાર જોયું.

ઊંઘ આવી ગઈ હતી?

દૃશ્યોની અવરજવર ચાલી રહી હતી એમાં એક મુકામે બધાં નટનટીઓએ અધૂરી કથાઓનાં પોટલાં બાંધીને વિદાય લીધી - અમે મુખ્ય કથાનો ભાગ નથી, અમે તો વચ્ચેનો અવકાશ ભરવા આવ્યાં હતાં, ભૂસા જેવાં - તે પછી બે દૃશ્યો રહ્યાં, તેમનું સ્વરૂપ સપનાનું હતું.

ગેબી પ્રદેશ હતો.

એની હવા જુદી હતી, પ્રકાશ જુદો હતો.

આખી રંગભૂમિ ખાલી. બે છેડે બે દૃશ્યો.

પહેલા દૃશ્યમાં, ઘરના ઉપરના માળે પિતા ઊભા છે. આંગણામાં પુત્ર, શ્વેત ભેગું શ્વેત, ચંદ્રપ્રકાશનો જ ટુકડો, પાંખો ફેલાવી તરી રહ્યો છે.

- તમને મળવા આવ્યો છું, પપ્પા!

બીજા છેડે બીજા દૃશ્યમાં, મધરાતે પુત્ર પિતાના અભ્યાસખંડમાં હળવા પગે પ્રવેશ કરે છે. પથારીમાં પિતા સામે ખુરશીમાં પુત્ર. આજે એને પાંખો નથી, ચંદ્રપ્રકાશની આભા નથી. સનાતન જોડી, વૃદ્ધ પિતા અને યુવાન પુત્ર.

- આપને વિદાય આપવા આવ્યો છું, પિતાજી!

❑❑❑

*સાંપ્રત ગુજરાતી ગઝલવિશ્વમાં એક અગ્રેસર અને આદરપાત્ર નામ તે રાજેશ વ્યાસ 'મિસ્કીન'. કોઈ સર્જકની સર્જકતા દ્વારા વર્ષોથી એમનો પરિચય હોય પછી જ્યારે એ સર્જકને રૂબરૂ મળવાનું થાય અથવા એમની સાથે દીર્ઘ વાર્તાલાપ કરવાનું બને ત્યારે સર્જક અને એમનાં સર્જનો અલગ માર્ગે ચાલતાં હોવાનું ક્યારેક દેખાય. આવું થાય ત્યારે ભાવક ચિત્ત મૂંઝવણ અનુભવે. રાજેશભાઈ સાથેનો આ સંવાદ, એઓ એમની રચનાઓને નખશીખ જીવે છે એની પ્રતીતિ કરાવનાર નીવડ્યો. આવી પ્રતીતિ ભાવક માટે સર્વથા પરિતોષની અનુભૂતિ લઈને આવે અને એ પરિતોષ ભાવકની શ્રદ્ધાની પુષ્ટિ કરાવનાર નીવડે છે.*

*૧૬ ઓક્ટોબર ૧૯૫૫ના દિવસે અમદાવાદમાં જન્મેલા રાજેશભાઈએ ગુજરાત યુનિવર્સિટીમાંથી એમ.એ. અને ત્યાર બાદ ચન્દ્રકાન્ત ટોપીવાળાના માર્ગદર્શન હેઠળ 'ગુજરાતી ગઝલ, એના વિવિધ પરિપ્રેક્ષ્યમાં' વિષય પર શોધનિબંધ પ્રસ્તુત કરી પીએચ.ડી.ની પદવી મેળવી. ગઝલસંગ્રહો ઉપરાંત એમણે 'ગઝલ સંદર્ભ', 'ગઝલ વિમર્શ', 'ગઝલ પ્રવેશિકા' જેવાં ગઝલ મીમાંસાનાં પુસ્તકો આપ્યાં. ઉપરાંત એમણે મરીઝ, શૂન્ય પાલનપુરી અને રમેશ પારેખની ગઝલોનાં સંપાદનો અને 'ગઝલવિશ્વ' સામયિકનું સંપાદન પણ કર્યું.*

*નવનીત સમર્પણના વાચકો એમની ગઝલો ઉપરાંત 'લલિતાસહસ્રનામ'ની મીમાંસાની એમની લેખમાળા દ્વારા એમનાથી સુપરિચિત છે. તાજેતરમાં એમને ૨૦૨૧ માટેના કવીશ્વર દલપતરામ એવોર્ડથી સન્માનિત કરવામાં આવ્યા. તે પૂર્વે ૨૦૧૪માં એમને વલી ગુજરાતી સન્માન, ૨૦૦૫માં હરીન્દ્ર દવે પુરસ્કાર, ૨૦૧૦માં કુમાર ચંદ્રક, ઉપરાંત ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી અને ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી પુરસ્કારો એનાયત થયા. 'લલિતાસહસ્રનામ' પુસ્તક માટે એમને સંસ્કૃત સાહિત્ય અકાદમીનો પુરસ્કાર સાંપડ્યો અને શ્રી અરવિંદ સુવર્ણચંદ્રકથી પણ એમને પુરસ્કૃત કરાયા. પ્રસ્તુત સંવાદ એમનો અંતરંગ પરિચય કરાવશે...*

*પ્રશ્ન: આપણી ચર્ચાની શરૂઆત આપના તખલ્લુસથી કરીએ. તખલ્લુસ કેમ? અને બીજો પ્રશ્ન- 'મિસ્કીન'નો એક અર્થ ખુદાના બંદા થાય છે, એમાં ફકીરીનો મર્મ સમાયેલો છે. શું આ જ આપનાં જીવન અને સર્જનનો સાર છે?*

મેં જ્યારે 'મિસ્કીન' તખલ્લુસ રાખ્યું ત્યારે મને એટલી જ ખબર હતી કે મિસ્કીનનો અર્થ ગરીબ થાય. નવમા-દસમા ધોરણમાં ભણતા છોકરાએ આ તખલ્લુસ રાખેલું. પછી એક મિત્રએ કહ્યું કે તખલ્લુસ રાખવા જેવું છે એટલે મેં રાખ્યું. એની પાછળ કોઈ જ ગણિત કે એ નામ કોઈ રીતે ગમી ગયેલું એવું કશું જ નહોતું. બસ એટલું લાગેલું કે કવિતા છપાય તો આપણા નામ સાથે કોઈ તખલ્લુસ હોવું જોઈએ. પછી સહેજ આગળ જતાં પહેલી વાર એનો અર્થ મને કોઈએ સમજાવ્યો હોય તો એ મરીઝ સાહેબે. એમણે કહ્યું કે મસ્કન એટલે ખૂણો અને મિસ્કીન એટલે ખૂણામાં રહીને બંદગી કરનારો. એ ઉપરાંત અમદાવાદમાં કોઈક મસ્જિદ પાસેથી પસાર થયો હોઉં ને મારા કાને રમઝાન મહિનામાં શબ્દો સંભળાયા છે કે 'અગર એક દિન રોજા ન રખા તો કિસી મિસ્કીનકો ખિલાયા જાય.' જલન માતરીએ મને એવું કહેલું કે મિસ્કીનનો અર્થ છે જેને એક દિવસ પછી હવે શું ખાવાનો છે એની ખબર

રઘુવીર ચૌધરી, હરિશ્ચંદ્ર જોશી અને વિભા દેસાઈના હસ્તક રમેશ પારેખ એવોર્ડ સ્વીકારતા રાજેશ વ્યાસ 'મિસ્કીન'



નથી. કુરાનમાં એવો ઉલ્લેખ આવે છે કે મિસ્કીન એટલે એવું પ્રતિભાશાળી ઈશ્વર તરફ જતું વ્યક્તિત્વ જેને કોઈ મદદ કરવાની હિંમત પણ ન કરે, બહારથી એ એટલો પ્રતિભાશાળી અને શ્રીમંત લાગે અને એ અંદરથી બધું જ લૂંટાવીને બેઠેલો હોય. અને જેમ જેમ હું અર્થો જાણતો ગયો એમ એમ મને લાગતું ગયું કે આ અર્થ તો હું જીવું છું. અને આમ એ શબ્દ મારા જીવન સાથે જોડાતો ગયો. મને લાગે છે આપણે જીવનમાં જે કંઈ બોલીએ છીએ કે જે વિચારીએ છીએ એ આપણા ભવિષ્યનું સર્જક પણ બની જતું હોય છે. કદાચ મિસ્કીન એ મારું ભવિષ્ય હતું અને મેં એને પસંદ કરેલું છે.

*પ્રશ્ન: મરીઝથી મિસ્કીન સુધીની ગઝલયાત્રાના મુખ્ય પડાવો આપ કયા ગણો છો? સમય સાથે ગઝલનાં સ્વરૂપો અને મિજાજ બદલાતાં રહ્યાં છે.*

લગભગ પાંત્રીસ ચાલીસ વર્ષ પહેલાં મારે ગઝલો વિષે વાત કરવાનું બન્યું હતું. ત્યારે હું વિચારવા લાગ્યો અને મને થયું કે ઓહો, ઘણા બધા શાયરોની ગઝલો મને કંઠસ્થ છે. બીજું મને એ ખ્યાલ પણ આવ્યો કે ઘણા ગઝલકારો ગઝલ લખતા હતા ખરા, પણ શક્ય છે કે એમને એ ગઝલો રજૂ કરતાં ન ફાવી હોય. કુદરતી રીતે મારામાં ગઝલના છંદ, ગઝલનું તત્ત્વ અને રજૂઆત લોહીમાં વણાયેલાં હોય એવું મને લાગે છે. અને એ રીતે હું ગઝલની રજૂઆત કરતો ગયો અને આશ્ચર્ય વચ્ચે એવું બન્યું કે હું ગઝલો બે –અઢી કલાક સુધી બોલી શક્યો. મારી દૃષ્ટિએ ગઝલના પાંચ સ્તબક કહી શકાય. પહેલો તબક્કો જો કહીએ તો અમૃત કેશવ નાયક, કલાપી, કાન્ત, બાલાશંકર કંથારિયા, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, ત્યાંથી ગઝલની શરૂઆત થઈ. એ પછી આવે છે ગઝલનું બીજું સ્તબક અમૃત ઘાયલ, બેફામ, સૈફ, શૂન્ય, મરીઝ, ઓજસ પાલનપુરી, ગની દહીંવાલા, જલન માતરી, નઝીર દેખૈયા, મકરંદ દવે, શેખાદમ આબુવાલા, મગનભાઈ પટેલ, મનુભાઈ ત્રિવેદી 'ગાફિલ', રતિલાલ અનિલ, શયદા, શૌકીન, - આ કદાચ ગઝલનો સુવર્ણકાળ છે. એટલા માટે સુવર્ણકાળ છે કે ગઝલને લોકોને હૈયે અને હોઠે આ સમયગાળાના આ ગઝલકારોએ રમતી કરી છે. આજે પણ શ્રોતાઓ સુધી કોઈક વાત પહોંચાડવાની હોય ત્યારે આ જ શાયરોની ગઝલો, નઝમ, શેર, રૂબાઈનો આશરો લેવો પડે છે. ત્યાર પછીનો, જેને હું ત્રીજો અને બહુ મહત્ત્વનો તબક્કો કહું છું, તે એટલા માટે મહત્ત્વનો છે, કે એ સમયમાં ગઝલ ગુજરાતણ બને છે. કલાપીની ગઝલમાં અને એવા બધાની ગઝલોમાં ઉર્દૂ-ફારસીની અસર જોવા મળે છે. પરંતુ જ્યાં શયદા આવે છે, મરીઝ અને ઘાયલ આવે છે એ બધાની

ગઝલોમાં ગઝલ ગુજરાતણ બનતી દેખાય છે. આ ત્રીજો તબક્કો છે જેને હું આદિલ મન્સૂરી, ચિનુ મોદી, જવાહર બક્ષી, બરબાદ જૂનાગઢી, મનહર મોદી, રાજેન્દ્ર શુક્લ, રમેશ પારેખ, મનોજ ખંડેરિયા, ભગવતીકુમાર શર્મા, શ્યામ સાધુ, હરીન્દ્ર દવે... આ બધાએ ગુજરાતણ બનેલી ગઝલને ગુજરાતી કવિતાના મુખ્ય પ્રવાહ સાથે જોડી આપી. હવે ગઝલ ગુજરાતી કાવ્યતત્ત્વની તદ્દન નજીક છે. અમદાવાદના લોકોને કદાચ આશ્ચર્ય થશે કે અમદાવાદમાં વહેતી નદી સાબરમતી ક્યારેક બરાબર માણેકચોકની વચ્ચેથી વહેતી હતી. પણ નદી ધીરે ધીરે વહેણ બદલતી જતી હોય છે. બસ એ જ રીતે ગુજરાતી ગઝલે પણ પોતાનું વહેણ બદલ્યું છે. એટલે જુઓ, મરીઝ સાહેબને સાંભળીએ, ઘાયલ સાહેબને વાંચીએ ત્યારે આપણા ચહેરા પર જે 'વાહ' અને ચહેરાના જે ભાવ આવે એ જ વસ્તુ જ્યારે રાજેન્દ્ર શુક્લ, રમેશ પારેખ કે મનોજ ખંડેરિયાની ગઝલો વાંચીએ ત્યારે આપણા ચહેરાની વાહ અને સ્પંદનો કદાચ જુદાં હોય છે, કદાચ વધારે ઊંડાં હોય છે. જે સાકીની ગઝલ હતી તે પછી હૃદયની વાતમાં આવી ગઈ હતી તે ગઝલે હવે એની ક્ષિતિજોનો વિસ્તાર કર્યો છે. ચોથો જે તબક્કો છે એની શરૂઆત અદમ ટંકારવી, ઉર્વીશ વસાવડા, ઉદયન ઠક્કર, નયન દેસાઈ, નીતિન વડગામા, મનોહર ત્રિવેદી, મુકુલ ચોકસી, હેમેન શાહ, રઈશ મણિયાર, રશીદ મીર, રાજેશ વ્યાસ, લલિત ત્રિવેદી, શોભિત દેસાઈ, હર્ષ બ્રહ્મભટ્ટ, હર્ષદ ચંદારાણા, હર્ષદ ત્રિવેદી... આ બધાએ અગાઉની પેઢીના ગઝલકારોની ગઝલને લઈને એને વધારે સમૃદ્ધ કરી છે. આજે ગઝલ આપણને ગુજરાતી જ લાગે છે અને એમ કહું તો ચાલે કે આજની ગુજરાતી ગઝલ ઘણી બધી રીતે ઉર્દૂ કરતાં પણ મુઠ્ઠી ઊંચેરી છે.

*પ્રશ્ન: આપ આપની પોતાની કેટલીક ગઝલોને અનુ-આધુનિક ગઝલો કહેશો?*

હા, પણ કોઈ લેબલ લગાડવા ખાતર નહીં. એક ગઝલ બહુ સહજ રીતે લખાઈ હતી –'ખાંસે છે વૃદ્ધ ફાધર એ ઓરડો જુદો છે, બેસે છે ઘરના મેમ્બર એ ઓરડો જુદો છે.' આ ગઝલ લખાઈ, છપાઈ ગઈ અને પછી ચન્દ્રકાન્ત ટોપીવાળાએ જ્યારે વાત કરી કે આમાં ફાધર અને મેમ્બર એ બે કાફિયા અંગ્રેજી આવ્યા છે, ત્યારે આશ્ચર્ય થયું અને છ મહિના પછી મને પહેલી વાર ખ્યાલ આવ્યો કે હા આ બે કાફિયા અંગ્રેજીના આવ્યા છે અને છતાં એ હઝલ નથી બની. નહીં તો સામાન્ય રીતે અંગ્રેજી શબ્દો ગઝલની અંદર આવે ત્યારે એ હઝલ અથવા હાસ્યની વાત બનતી હોય છે. પણ હું આ સમયગાળાનો છું અને આ

સમયગાળાની વ્યાખ્યા હજુ કોઈ થઈ નથી. અમારી પેઢીના ગઝલકારોને નવી પેઢીનો કોઈ વિવેચક પણ મળ્યો નથી એટલે એ વ્યાખ્યાઓમાં બંધાવા કરતાં હું એમ કહીશ કે આદિલ પછીના સમયગાળાના ગઝલકારો પૈકીનો હું એક ગઝલકાર છું.

*પ્રશ્ન: આપની લેખનયાત્રા લગભગ ૧૯૭૦ના દાયકામાં શરૂ થઈ. આપે કહ્યું છે કે તે વખતે એક ગઝલ સ્વયંભૂ પ્રગટેલી. આપના ઘરમાં સાહિત્યનું વાતાવરણ નહોતું, તેમ છતાં આપ સર્જન તરફ વળ્યા તો આપને વાળનાર પરિબળો વિષે, આપના ઉછેર અને બાળપણ વિષે જાણવું છે.*

બાળપણમાં કવિતા સાથે કોઈ સંબંધ નહોતો, પણ કવિતા જેવા કોઈક લય સાથે સંબંધ હતો. બાળપણમાં કલાકો સુધી હું વહેતા પવનમાં કોઈક લય છે એવું અનુભવી શકતો, બેસીને હું સાંભળતો. બાળપણમાં નદીને જોતો તો મને લાગ્યા કરતું કે નદીમાં પણ એક લય છે. એ વખતે સમજણ નહોતી, એટલે આ રીતે શબ્દોમાં મૂકી નહોતો શકતો, પણ દરિયાનાં ઊછળતાં મોજાં જોઉં તો મને એમ લાગે દરિયામાં એક ચોક્કસ લય છે, એક રિધમ છે, એક ચોક્કસ સ્પંદન છે. અને એ સમયે હું બહુ નાનો હતો ત્યારે મને સાધુ થઈ જવાનું મન હતું. મને થયા કરતું હતું કે હું આ જગતને જુદી રીતે જોઉં, પણ આ અંદર શું ચાલતું હતું એ ખબર નહોતી. એવા સમયના ગાળાની અંદર મેં પહેલી આ પંક્તિઓ લખી હતી 'હૃદયની વેદનાનો આંસુથી અણસાર આપું છું, કથા પૂરી નથી કહેવી નીતરતો સાર આપું છું.' અને આ પંક્તિને ગઝલ કહેવાય એવું ૧૯૭૨ની સાલમાં ઇડરની અંદર સાહિત્ય પરિષદનું જ્ઞાનસત્ર હતું એમાં ગની દહીંવાલા મળ્યા ત્યારે એમણે કહ્યું કે, 'અરે છોકરા, આ તો તેં ગઝલ લખી છે, આનો મત્લા તો સરસ થયો છે.'

*પ્રશ્ન: અને ત્યાર પછી આપે છેક પીએચ.ડી. સુધી ગઝલનો બાકાયદા અભ્યાસ પણ કર્યો. ગઝલ એ પદ્યનું એક અત્યંત બારીક નકશીકામવાળું સ્વરૂપ છે. સહજ સ્ફુરણાથી માંડીને કસી-ઘસીને પોલિશ કરાયેલા પદ્ય સ્વરૂપે ગઝલ વાચક સમક્ષ પહોંચે છે, એ પ્રક્રિયા સમજાવશો?*

અહીં હું ઘણા બધાથી કદાચ જુદો પડતો લાગું, પણ મારી ગઝલોમાં તો 'જો લિખા સો લિખા' જેવું છે. જે એક વાર લખું છું એ લખી નાખું છું. પછી એને પોલિશ નથી કરતો, એને મઠારતો નથી. કારણ કે હું ચોક્કસ માનું છું કે એ પળે જે ધક્કો આવે છે અને જે લખાય છે એમાં પછી જે કંઈ કરીએ એ કૃતકતા છે. અને મેં એ અનુભવ્યું છે કે એ એક સમયે જે ધક્કો લાગ્યો, જે લખાયું, જે બોલાયું, જે

લય આવ્યો એ એટલો બધો સાચકલો હોય છે કે ત્યાં બીજા કોઈ શબ્દો ગોઠવવા મને યોગ્ય નથી લાગ્યા. પ્રત્યેક ગઝલ એક ચોક્કસ મનોસ્થિતિમાંથી પ્રગટે છે. અને એ ગઝલ પોતે જ પોતાનો રદીફ, પોતાનો કાફિયા અને પોતાનો છંદ લઈને આવતી હોય છે, એટલે એને વહેવા દેવાની હોય છે. તો મોટા ભાગની મારી ગઝલો લખાઈ છે અને પછી હું એમાંથી મુક્ત પણ થઈ ગયો છું.

*પ્રશ્ન: હા, આપે કહ્યું છે કે 'મોકલું છું' રદીફ વાળી આપની પંદર ગઝલો એક જ રાતમાં રચાયેલી. આટલી બધી ગઝલો એકી સાથે કઈ રીતે સ્ફુરે?*

હા, એક જ રાતમાં. ખબર નહીં, મને ગળથૂથીમાંથી મા પછી બીજો કોઈ શબ્દ સમજાયો હોય તો એ કદાચ ગઝલ છે. એટલે હું કહી શકું છું કે કોઈપણ ગઝલને કઈ રીતે બોલવી કે કઈ રીતે એની રજૂઆત કરવી એ સમજતાં મને બે-ત્રણ સેકંડ જ લાગે છે. પ્રત્યેક ગઝલકાર પાસે હું તીર્થની જેમ જાઉં છું અને એમને માણું છું. પણ મારે મારી ગઝલ ક્યારેક જ મઠારવાની થાય છે, એકાદ શબ્દ આઘો-પાછો કરવા માટે, ક્યારેક જ.

*પ્રશ્ન: સર્જનની એ પળોમાં આપ કેવા હો છો?*

હું મોટે ભાગે ખસી જાઉં છું. કારણકે


સંગીતકાર જનાર્દન રાવળ સાથે

હું જે પળે સભાન થયો છું, ગઝલમાં કૃતકતા આવી ગઈ છે. એવે વખતે મને લાગ્યું છે કે હું સભાન થઈને લખી રહ્યો છું. મોટાભાગે એવું થયું છે કે ગઝલ મેં કોઈ સભાનતા સાથે ન લખી હોય, એક ચોક્કસ પ્રકારના ટ્રાન્સમાં હું વહેતો હોઉં, અથવા તો કોઈક પરિસ્થિતિ મારી પાસે એ લખાવી રહી હોય. સુન્દરમ્‌ને મેં એક વાર પ્રશ્ન પૂછ્યો હતો કે, આ કવિતાઓ તમે કેવી રીતે લખો છો? ત્યારે એમણે એમ કહેલું કે આકાશમાંથી કોઈ પોટલું ફેંકતું હોય ને એમ ફેંકે છે. જાણે કોઈ લખાવતું હોય એમ લખાઈ જાય છે. એ દિવસોમાં મેં એક મત્લા લખી નાખ્યો હતો 'કોઈ આવીને લખાવી જાય છે, જળ ઉપર પગલાં પડાવી જાય છે.' મને ખબર છે કે આ બધાં જળ પરનાં પગલાં છે પણ એ કોઈ પડાવે છે અને મને એ પગલાં પાડવાની મજા આવે છે.

*પ્રશ્ન: આપે કહ્યું કે ગઝલ આપના લોહીમાં વણાઈ ગયેલી છે. અન્ય કાવ્ય-પ્રકારોમાં સર્જનનું શું?*

હા, તમે બહુ અદ્‌ભુત વાત પૂછી. હું ગઝલ સિવાય કશું લખી શકું કે કેમ એ મને પણ એક પ્રશ્ન હતો. અને મને ઘણા બધા કવિ મિત્રો દ્વારા, ઘણા બીજા મિત્રો દ્વારા એમ કહેવામાં આવતું કે તું ગઝલ સિવાય બીજું પણ લખ. મારાં થોડાંક કાવ્યો 'કુમાર'માં, થોડાંક 'નવનીત-સમર્પણ'માં પ્રગટ થયેલાં છે, જેને ભજનની પરંપરા કે ગીતની પરંપરા સાથે જોડી શકાય. પણ વચ્ચે એક એવો સમયગાળો આવ્યો કે હું લગભગ પાંચેક વર્ષ સુધી સંપૂર્ણ મૌન થઈ ગયો. અને સંપૂર્ણ મૌન એટલે વિચારો પણ નહીં, બધા જ વિચારોથી મુક્ત. કોઈ એને રાઈટર્સ બ્લોક કહે છે, પણ એવું પણ નહોતું. હું મારું રોજિંદું કામ કરું, પણ મને એવું ન લાગે કે મારે કોઈ વિચારોની જરૂર છે. ધીરેધીરે મને એવું લાગ્યું કે હવે જીવનમાં હું ક્યારેય લખી નહીં શકું. મિત્રોને એવું લાગ્યું કે આ બોલતો પણ ઓછો થઈ ગયો છે. પણ એ પાંચ વર્ષ પછીના ગાળામાં મેં ઓચિંતાં કાવ્યો લખ્યાં. પછી બસ કાવ્યો લખાતાં ગયાં. એ કાવ્યોની વાત જુદી હતી, મને ત્યારે એવું થયું કે મારાં કાવ્યો ભક્તિમાર્ગ તરફ જઈ રહ્યાં છે. પણ ભક્તિમાર્ગની એક વિશેષતા હું જાણતો હતો, કે આ ઉપનિષદ પરંપરાને લીધે બધા બહુ ઝળહળ ઝળહળ લખે છે, એનાથી મને પૂછવાનું મન થાય કે આવો કંઈક અનુભવ છે ખરો? અનહદ શબ્દ વાપર્યો છે પણ અનહદ શું છે એ ખ્યાલ છે ખરો? આવો પ્રશ્ન મને થાય, કારણ કે મને તો એવો કશો અનુભવ થતો જ નહોતો. અને કોઈક અનુભવ થાય તો એ કાલ્પનિક પણ હોઈ શકે. એ સમયમાં મને ઉપનિષદ મદદરૂપ થયું. એ સમયે સદ્‌ગુરુની પરંપરા મને મદદરૂપ થઈ. ખ્યાલ આવે

છે કે ભક્તિનો આવેશ પણ હોય છે અને ભક્તિનો પ્રવેશ પણ હોય છે. લાકડા પર ઊકળતું પાણી જોયું હશે, એ પાણીની અંદર સહેજ પણ હાથ નાખીએ તો દાઝી જવાય, ચામડી નીકળી જાય. આ અગ્નિનો પાણીમાં આવેશ હોય છે કારણકે એ પાણી પાછું ઠરી જાય પછી એમાં હાથ નાખો તો કશું નથી હોતું. અમુક સમયે બહુ ઊંચી અવસ્થા છે એવું લાગ્યા કરે અને પછી ફરી ત્યાંથી નીચે ઊતરીએ ત્યારે આપણે સાવ સામાન્ય કક્ષાના માણસ કરતાં પણ ઊતરતા એવા થઈ જઈએ. તો એ ભક્તિનો આવેશ છે. પણ લાકડું જે સળગાવ્યું છે એમાં જ્યારે અગ્નિનો પ્રવેશ થાય છે ત્યારે લાકડું અંગારો બની જાય છે અને એ જ અંગારો પછી ભસ્મ બની જાય છે. આ અગ્નિનો પ્રવેશ છે. આ આખું રૂપાંતર થઈ ગયું, મનનું. જો ભક્તિ એ મનનો આવેશ જ હોય, એનાથી મનનું રૂપાંતર ન થતું હોય તો કવિતાઓમાં ઝળહળ ઝળહળ લખવાનો બહુ અર્થ નથી, આવું હું સ્પષ્ટપણે માનું છું. મજાની વાત કેવી છે કે એને લીધે બે-ત્રણ વર્ષની અંદર લગભગ ૫૦૦ જેટલી કવિતાઓ લખાઈ ગઈ. એ સમયમાં મેં અગાઉ કહ્યું તેમ વિચારો બંધ થઈ ગયા હતા. એ દરમ્યાન હું ખૂબ ફર્યો. મેં હિમાલયની યાત્રાઓ કરી, જંગલોમાં ફર્યો. મેં બીજી અંદરની યાત્રા પણ શરૂ કરી, વાંચતો ગયો. અને જે કાવ્યો આવ્યાં, એમાંનાં એક કાવ્યની વાત કરું તો મને એમ થયા કરતું હતું કે આ કોઈ ચાલીને જાય છે, આ પગપાળા જવાનો અર્થ શું છે? કોઈ ભજન કરતું હોય તો મને એમ થાય કે આ ભજનનો અર્થ શું છે? કોઈ શીર્ષાસન કરતું હોય, યોગમાર્ગી હોય, એને મને પૂછવાનું મન થાય કે પેલો માંહ્યલો તો અંદર બેઠો છે અને તું આ શરીર શું કરવા તોડે છે? આ બધાએ મને કેડીઓ બતાવી અને આ કાવ્યો આવ્યાં. એમાંની એક કવિતાની કડી કહીશ તો તમને મજા આવશે.

'આ તો કેવળ વિધિ રે મનવા ભરચક મન ખાલી કરવાની, સિદ્ધાસન કે પદ્માસન કે જપ-તપ પૂજા-પાઠ, કળથી બળથી ઉકેલવાની જેની જેવી ગાંઠ, ભજન મહીં પણ ભટકે સઘળે, તારે શું તાળી કરવાની? આ તો કેવળ વિધિ રે મનવા... ધૂપ, દીપ, આરતી નૈવેદ્ય ચંદન, ચોખા ને ગંગાજળ, ખૂણે ખૂણેથી બાવળ જાળાં કાઢીને થઈ જાવું નિર્મળ, મબલક કાંટા તોયે બોરડી શબરીને વ્હાલી કરવાની, આ તો કેવળ વિધિ રે મનવા ભરચક મન ખાલી કરવાની...'

મહાવીર સ્વામીને નિર્ગ્રંથ કહ્યા છે. આપણે નિર્ગ્રંથ થવાનું છે. ગ્રંથિઓ છૂટે એ કરવાનું છે. આવાં કાવ્યોનાં દસ પુસ્તક પ્રગટ થયાં એને મેં 'કાવ્ય-સત્સંગ' નામ આપ્યું છે. કાવ્યમાં અધ્યાત્મ, અધ્યાત્મમાં કાવ્ય. તો મારાં

કાવ્યોનું સ્વરૂપ આમ બદલાયું.

*પ્રશ્ન: આપે ગઝલનાં પુસ્તકો આપ્યાં, ગઝલ મીમાંસાનાં પુસ્તકો આપ્યાં, આપનાં સંપાદનોમાં અન્ય ગઝલકારોની ગઝલોનાં સંપાદનનાં પુસ્તકો અને 'ગઝલવિશ્વ' નું સંપાદન પણ છે. સંપાદનકાર્ય વિષે કંઈક કહેશો? એક સર્જક સંપાદન કરવા તરફ કેમ વળે?*

હું સંપાદન તરફ અચાનક વળી ગયો છું. મને જવાબદારી સોંપાઈ હતી કે મારે સંપાદનનું કામ કરવું. સંપાદન કરવામાં સરળતા એ રહી કે જે ગઝલો આવતી હતી એમાંથી ઉત્તમ ગઝલ કઈ છે એની મને ખબર પડી. પણ એની સાથેસાથે મને એ પણ ખબર પડી કે આપણે જ્યારે કોઈક વિષે અભિપ્રાય આપવાનો હોય છે ત્યારે આપણે બહુ સરળતાથી આપી દેતા હોઈએ છીએ. 'આ ગઝલ સારી છે, આની બીજી પંક્તિ વધારે સારી છે' 'આ ગઝલ આખી નકામી છે, આ ગઝલમાં બીજો શેર સારો છે' એવું આપણે કોઈને માટે કહી દઈએ છીએ, પણ આપણે આપણા માટે ઓપિનિયન આપવાનો હોય તો 'સીદીભાઈને સીદકાં વહાલાં' આપણને આપણી બધી જ ગઝલો સારી લાગે. સંપાદનની ભૂમિકાએ એક સર્જક તરીકે પણ મને ઘડ્યો છે. મને પહેલી વાર જ ખ્યાલ આવ્યો કે મારે પણ મારી અંદર ઘડાતા જવાનું છે. મારા દીકરા શૌનકે મને ફિલ્મ જોતો કર્યો, એણે મને 'મેટ્રિક્સ' ફિલ્મ ૨-૪-૫-૬ વાર બતાવી. પછી એણે મને સમજાવ્યું, ક્યારેક એ મને જેકી ચેનની ફિલ્મ બતાવે અને એમાં અમુક દૃશ્ય ન આવે તો એ મને સમજાવે કે એ દૃશ્ય એડિટ કર્યું છે, એટલે સંપાદન હું ત્યાંથી પણ શીખ્યો. હું ક્યાં ક્યાંથી શીખ્યો છું. હિમાલયમાં જતો હોઉં અને હર્ષિલ પાસે અટક્યો હોઉં અને મને યાદ આવે કે અહીં જે પેલી 'રામ તેરી ગંગા મૈલી' ફિલ્મ બનાવેલી, છતાં એનું આવું કોઈ દૃશ્ય તો ફિલ્મમાં આવતું નથી. પછી ખ્યાલ આવે કે એ દૃશ્ય ફિલ્મને અનુકૂળ નહીં હોય એટલે એને એડિટ કરી નાખ્યું. સંપાદક તરીકે હું શીખ્યો કે ગુજરાતી ભાષામાં જે કામ થાય છે એને વધારે સમૃદ્ધ કઈ રીતે કરી શકાય. આપણે ત્યાં કેવા કેવા તેજસ્વી સિતારાઓ પડેલા છે એનો પરિચય પણ થયો.

*પ્રશ્ન: આપ મુશાયરાઓમાં પણ વારંવાર દેખાઓ છો. મુશાયરાઓ અને કવિ સંમેલનોનો માહોલ ઘણુંખરું જનરંજનનો બનતો જાય છે. આ માહોલમાં આપ શું અનુભવો છો?*

હા, મુશાયરાઓનો માહોલ લોકરંજનનો હોય એવું લાગે, પણ છેવટે તો ગઝલકારની સજાગતા ઉપર અને એની સભ્યતા ઉપર પણ બહુ મોટો આધાર રાખે છે. પહેલી વાત એ છે કે

[અનુસંધાન પૃ. ૧૨૩]




# હાઈ બ્લડપ્રેશર

☐ **નીલેશ રાણા,** M. D. USA

**હાઈ** બી.પી., હાઈ કોલેસ્ટ્રોલ અને ડાયાબિટીસ બહુધા વારસાગત રોગો છે. આ રોગોનાં ચિહ્નો ઘણીવાર વર્ષો સુધી જણાતાં નથી. અને જ્યારે હાર્ટઅટેક, પેરેલિસીસ કે કિડની ફેલ્યોરનું નિદાન થતાં બાપરે કહીને બેસી જતાં તમને બ્લડપ્રેશરનો પ્રોબ્લેમ છેની જાણકારી મળે ત્યારે બહુ મોડું થઈ ગયું હોય છે. હાઈ બી.પી.ને એટલા માટે 'Silent Killer' તરીકે ઓળખવામાં આવે છે.

નવાઈ એ છે કે હાઈ બ્લડપ્રેશરને ઘણા લોકો રોગ-બીમારી નથી સમજતા. આ રોગની શરૂઆત છે અને એનો અનાદર તમને ભવિષ્યમાં મોટી મુસીબતમાં મૂકી શકે છે. બ્લડપ્રેશરના ઉપલા આંકને Systolic B.P. અને નીચલા આંકને Diastolic B.P. તરીકે

ઓળખવામાં આવે છે.

૧. નોર્મલ બ્લડપ્રેશર એટલે ૧૨૦/૮૦ નીચે.

૨. બી.પી. ઊંચું છે ૧૨૦-૧૨૯/૮૦થી વધારે. જો અહીં ધ્યાન ન રાખતાં, લાઈફ-સ્ટાઈલ ન બદલાય તો ભવિષ્યમાં તમને આ રોગ થવાની સંભાવના વધશે.

૩. સ્ટેજ-૧ : ૧૩૦-૧૩૯/૮૦-૯૦ અહીં લાઈફ-સ્ટાઈલની સાથે ડોક્ટર તમને દવા પણ આપે.

૪. સ્ટેજ-૨ : ૧૪૦/૯૦ કરતાં વધારે. અહીં ડોક્ટર તમને દવા આપવાની ચાલુ કરશે.

૫. Hypertensive Crisis ૧૮૦-૧૨૦ કરતાં આંક ઊંચો.

અહીં હાર્ટઅટેક અને લકવાની શક્યતા વધુ. અહીં તરત જ ડોક્ટરનો સંપર્ક કરી ટ્રીટમેન્ટ લેવી અત્યંત જરૂરી છે નહીં તો જાન જોખમમાં મુકાવાનો ભય છે.

બ્લડપ્રેશરની બીમારી હોય તો માથામાં દુઃખાવો થાય, આંખને જોવામાં તકલીફ થાય. પણ જો સાથે છાતીમાં દુખાવો થાય, શ્વાસ લેવામાં તકલીફ પડે, વાંસામાં દુઃખાવો થાય, હાથ, પગ સૂના લાગે, બોલવામાં તકલીફ થાય તો તરત ડોક્ટરનો સંપર્ક કરવો જોઈએ.

હાઈ બી.પી.ના રોગના બે પ્રકાર છે.

૧. Primary Hypertension: જે મોટે ભાગે વારસાગત હોય છે એને નાબૂદ કરવાનો કોઈ ઉપાય ઉપલબ્ધ નથી. માત્ર અહીં દવાઓ દ્વારા એને કંટ્રોલમાં રાખી શકાય.

આ ઉપરાંત ઉંમરને કારણે થતા શરીરમાં ફેરફાર જેમ કે ધમનીઓની વિસ્તરણની ક્ષમતા (Dilation)માં થતા ઘટાડાને કારણે પ્રતિકાર-અવરોધ વહેતા લોહીને નડતાં હૃદયને વધુ જોરથી સંકોચાવાનો પ્રયત્ન કરવો એ જેથી તમારું બી.પી. વધવા લાગે, અથવા કિડનીમાં થતાં ફેરફારો અને તમારા આસપાસના વાતાવરણની અસર અન-હેલ્ધી લાઈફ-સ્ટાઈલ અને વજનમાં વધારો પણ ભાગ ભજવે.

૨. Secondary Hypertension જેમાં કોઈ કારણસર તમારું બી.પી. વધે. જેમ કે મૂત્રપિંડના રોગ, થાઈરોઈડ કે એડ્રિનલ (Adrenal) ગ્લેન્ડના રોગ, અમુક દવાઓની આડઅસર, એ સાથે ડ્રગ્સનું સેવન, વધારે પડતા આલ્કોહોલનો ઉપયોગ, માનસિક તણાવ. આની ટ્રીટમેન્ટ કરાવવાથી બી.પી. ફરી નોર્મલ બની શકે છે.

તમને હાઈ બી.પી. છેનું નિદાન થતાં જ અમુક તપાસ કરાવવી જરૂરી છે. બ્લડ-ટેસ્ટમાં કોલેસ્ટ્રોલ, કિડની ફંક્શનની તપાસ, ઇલેક્ટ્રોકાર્ડિયોગ્રામ, આંખની તપાસ, ચેસ્ટ એક્સ-રે અને જરૂર હોય તો કિડની અને હાર્ટની અલ્ટ્રાસાઉન્ડ દ્વારા ટેસ્ટ જેથી કરી બી.પી.ને લીધે થયેલા નુકસાનનો

ડોક્ટરને અને તમને સાચો ખ્યાલ આવે. યોગ્ય ટ્રીટમેન્ટ તમને મળી શકે.

વર્ષે વર્ષે તમારે ડોક્ટર પાસે જઈને પૂરી તપાસ કરાવવી જોઈએ. જો બી.પી.ની બીમારી વારસાગત હોય તો મારા મત પ્રમાણે વીસ વર્ષની ઉંમર બાદ દર વર્ષે બીપી ચેક કરાવવું જોઈએ ન હોય તો ચાળીસ વર્ષની ઉંમર બાદ વાર્ષિક ચેક કરાવવું અસ્થાને નથી.

'Ounce of prevention is better than pound of cure.'

જેવી તમને ખબર પડે કે તમારું બી.પી. હાઈ છે તો એજ દિવસથી તમારી જીવનશૈલીને બદલવાની તૈયારી શરૂ કરી દો. મેદસ્વીપણું (obesity) હોય તો વજન ઉતારો. હેલધી ફૂડ, શાકભાજી, ફળફળાદિનો ઉપયોગ, તળેલા, ફાસ્ટફૂડ હાઈચરબીવાળા પદાર્થોનો બહિષ્કાર, ધ્રૂમપાન નિષેધ, આલ્કોહોલનું ઓછું સેવન (એક ડ્રિંક સ્ત્રી અને બે ડ્રિંક્સ પુરુષ માટે એક દિવસ દરમિયાન અથવા એનો સંપૂર્ણ ત્યાગ, માનસિક તણાવથી દૂર પ્રસન્ન વાતાવરણમાં રહો. બેઠાડુ ન બનતા સક્રિય જીવન ગાળો. એક્સરસાઈઝમાં પ્રવૃત્ત રહો. અઠવાડિયામાં ઓછામાં ઓછા પાંચ દિવસમાં ૩૦ મિનિટની એક્સરસાઈઝ કરો. મનને આનંદમાં રાખો.

ખોરાકમાં મીઠાંનો ઉપયોગ ઓછો કરો. ટેબલ સોલ્ટમાં ૪૦ ટકા સોડિયમ હોય છે. રોજ સોડિયમનું પ્રમાણ ખાવામાં ૧૫૦૦ મી. ગ્રામથી ઓછું હોવું જોઈએ. આ માટે તમે ડાયટિશ્યનની સલાહ લો. ફરસાણ અને ચાઈનીઝ ફૂડમાં મીઠું વધારે પ્રમાણમાં વાપરવામાં આવે છે એનો ખ્યાલ રહે. ટ્રીટમેન્ટ માટે અનેક દવાઓ ઉપલબ્ધ છે. અને દરેક કેસ પ્રમાણે તમારે કઈ દવા લેવી જોઈએ એ તમારો ડોક્ટર નક્કી કરશે. એ સાથે દવાઓની કદાચ થનાર આડઅસર વિશે પણ ડોક્ટર પાસેથી માહિતી મેળવવાનું ભૂલશો નહીં.

છેલ્લાં પચાસ વર્ષથી ડોક્ટર તરીકે મેં અસંખ્ય પેશન્ટોની સારવાર કરી છે. અનેક હાઈ બ્લડપ્રેશર પેશન્ટોની ડાયગ્નોસિસ અને ટ્રીટમેન્ટમાં ભાગ લીધો છે. ભારતીય પેશન્ટોની કોરોનરી આર્ટરી (જે હૃદયને પોષણ પૂરું પાડે છે) સાઈઝમાં અમેરિકન પેશન્ટ કરતાં નાની હોય છે. તેથી બી.પી.ના દર્દીઓને ૪૦-૫૦-૬૦ વર્ષની ઉંમરે હાઈ બી.પી. ને કારણે હાર્ટઅટેક અને પેરેલિસીસનો ભોગ બનતા જોયા છે. જેનું મને દુઃખ છે. પણ એનાં અનેક કારણો જાણવા મળ્યાં છે. ખોટી માન્યતાઓ અને વિચારોનું આ પરિણામ છે.

ડોક્ટરો પૈસા કમાવા માટે ખોટી ટેસ્ટ કરાવી દવાઓ આપે છે. હા, ડોક્ટરો માટે પેશન્ટ કમાવાનું સાધન છે. પણ અમારા હૈયે એમનું હિત વસેલું છે. જે પેશન્ટનું નુકસાન પહોંચાડી પેટ ભરે એ

સારો ડોક્ટર નથી. અમુક પેશન્ટો સમજે છે કે હું યંગ છું, મને કોઈ તકલીફ નથી. જરા ટેન્શનને કારણે બી.પી. થોડું ઊંચું ગયું હશે. બીજા ડોક્ટરને બતાવું? ના... ના ખોટો ખર્ચો કરવાનો અત્યારે સમય નથી. પછી વાત. બેધ્યાનપણું, અજ્ઞાનપણું, જીદ, અવિશ્વાસ અનેક પરિબળો સચ્ચાઈનો સ્વીકાર થતો અટકાવે છે. ખાસ કરીને પુરુષોમાં આ જોવા મળ્યું છે. સ્ત્રીઓ પણ આનો ભોગ બની છે. એનાં બે મુખ્ય કારણો સ્ત્રીઓ પોતાને થતી તકલીફોને ઘરમાં બતાવતાં અચકાય છે અથવા શરમાય છે. (ખાસ કરીને લગ્ન બાદ) અથવા તો એમની તકલીફો તરફ ઘરવાળાઓ ખાસ કરીને પતિદેવો ધ્યાન નથી આપતા. માથું દુઃખે, છાતીમાં દુખાવો થાય તો પત્ની કદાચ ઘર- કામના બોજાને લીધે હશે એમ માની લે છે. તો પતિદેવ માથું દુઃખે છે તો કહેશે, કામ પર મનેય માથું દુઃખે છે. બે ગોળી લઈ લે આરામ થઈ જશે. બસ શરૂઆતની આવી નાની ચેતવણીઓ અવગણતાં 'પોઈન્ટ ઓફ નો રીર્ટન'ની સરહદ પાર કરી જતાં પછી પસ્તાવો થાય છે.

ડોક્ટરો તમારા દુશ્મન નથી. પ્લીઝ. એક ડોક્ટરની વાત ન માનો તો બીજા ડોક્ટર પાસે ફરી તપાસ કરાવવામાં નાનમ નથી. મનમાંનો ડાઉટ દૂર કરી પ્લીઝ શરૂઆતની ચેતવણીઓને ઇગ્નોર ન કરતાં મારું નહીં પણ મારા અનુભવની સચ્ચાઈને ખાતર જરૂર ચેકઅપ કરાવો. જરૂર પડે તો ડોક્ટરની સલાહ મુજબ દવા લઈ, લાઈફ-સ્ટાઈલમાં બદલાવ લાવીને સુખી જીવન જીવવા માટે પગરણ ભરો. આવતી કાલને આનંદથી માણવા માટે આજે ખબરદાર રહો. આ વાંચનાર વાચકોમાંથી જો થોડા ઘણા પણ યોગ્ય પગલાંઓ લેશે તો મારું ડોક્ટર થવું સાર્થક ગણાશે. God Bless you All.

તમારું બી.પી. ઉપર ન જાય એ માટે થોડા સહેલા ઉપાયોમાં જો બી.પી. વારસાગત હોય તો ૨૦ વર્ષની ઉંમરથી ખોરાકમાં મીઠાં (સોલ્ટ)નો ઉપયોગ ઘટાડો. રેગ્યુલર એક્સરસાઈઝ કરી વજનને કંટ્રોલમાં રાખો. મેદસ્વીપણાથી દૂર રહો. યોગાસન કરો. પૂરતા પ્રમાણમાં ઊંઘ મેળવો. સ્થૂળતા ત્યજો. માનસિક તણાવને ટાળો. નાની ઉંમરથી કેફિન અને નિકોટિનનો બહિષ્કાર કરો. સ્મોકિંગથી તમારી ધમની (Artery) સંકોચાવાને કારણે બી.પી. હાઈ જવાનો ભય પેદા થાય છે. ૯૦ ટકા હાઈ બી.પી.ની બીમારી વારસાગત હોવાથી એને સો ટકા ટાળી શકાતી નથી. પણ ઉપર પ્રમાણેની સલાહ એનો ઉપદ્રવ વહેલો આવતાં અટકાવે છે. અને કદાચ બીમારીને ગંભીર બનતાં અટકાવે છે. અને દવાઓના ગુલામ થતાં બચાવી શકે છે.

❑❑❑




☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ.: હેમંત સોલંકી

આ લેખ વિજ્ઞાન લેખક તેમ જ વિજ્ઞાન પ્રચારક શ્રી. અરવિંદ ગુપ્તાના પુસ્તક 'Bright Spark'માં રજૂ થયેલ ભારતના પ્રસિદ્ધ વિદ્વાન, વૈજ્ઞાનિક અને ગણિતજ્ઞ દામોદર ધર્માનંદ કોસાંબીની લઘુ આત્મકથાનો ભાવાનુવાદ છે. ગણિત ઉપરાંત ભારતના ઇતિહાસ તેમ જ સંસ્કૃતિક્ષેત્રે પણ તેમણે અતુલનીય યોગદાન આપ્યું.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા. તેમ જ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમ જ પ્રા. ટી. પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો *'બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમ જ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું.'*

શ્રી અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમ જ સંશોધકોના જીવનનો લઘુ પરિચય તેમ જ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનોને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડો. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઈન તૈયાર કરી તેમ જ તેમાં વપરાય તેવાં ચિત્રો પણ આલેખ્યાં. આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ભાષામાં એક સાથે પ્રગટ થયું, અને પછી સમયાંતરે ગુજરાતી ભાષા સિવાય ભારતની બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ અનુવાદ પામ્યું, અને જે તે ભાષાની પ્રજાઓ સુધી પહોંચ્યું.

- શ્રી. હેમંત સોલંકી, સિઉલ-સાઉથ કોરિયા, ઈ-મેઈલ : shm8324@gmail.com

**પ્રા**ધ્યાપક દામોદર ધર્માનંદ કોસાંબી ખરેખર પુનરુત્થાનની ચેતના ધરાવનાર બહુમુખી પ્રતિભાથી સંપન્ન હતા.

તેઓ એવા ગણ્યાગાંઠ્યા મહાન ભારતીયોમાં સ્થાન પામે છે જેઓ ૨૦મી સદીની વિજ્ઞાન અને પ્રૌદ્યોગિકીની પ્રકૃત્તિને તેમ જ તેની માનવજાતિ ઉપરની અસરને સમજી શક્યા. ખ્યાતિ અને પ્રચારથી દૂર રહીને તેમણે જ્ઞાનવિજ્ઞાનનાં અનેકવિધ ક્ષેત્રોમાં ઉત્કૃષ્ટ યોગદાન આપ્યું જેમાં ગણિત, આંકડાશાસ્ત્ર (Statistics), સિક્કાશાસ્ત્ર (Numismatics), ભારતીયવિદ્યા (Indology), ઇતિહાસ તેમ જ સમકાલીન સામાજિક સમસ્યાઓનો સમાવેશ થતો હતો. તેમણે પોતાનો મોટા ભાગનો સમય વિશ્વશાંતિ માટેની ચળવળો તેમ જ આણ્વિક હથિયારો વિરુદ્ધની ઝુંબેશ ચલાવવા માટે સમર્પિત કર્યો.

તેમનું કાર્યપટલ ખરેખર ખૂબ વિશાળ હતું. વ્યાવસાયિક રીતે એક ગણિતજ્ઞ હોવા છતાં તેમણે વ્યાવસાયિક ઇતિહાસકારોને ભારતીય ઇતિહાસ તરફ જોવાની મૌલિક રીતો દેખાડી. નાના અને મોટા પાષાણો તેમ જ કોતરણી ધરાવતા ખડકોના તેમણે કરેલા વિશાળ સંગ્રહ વડે તેમણે પુરાતત્ત્વ (Archeology) ક્ષેત્રે પણ મહત્ત્વપૂર્ણ યોગદાન આપ્યું. તેમણે અનેક પુરાતનકાળના વેપારી માર્ગો ખોળી કાઢ્યા તેમ જ કાર્લાની ગુફાઓમાં બ્રાહ્મીમાં લખેલ શિલાલેખોને ઉકેલનાર તેઓ સૌપ્રથમ હતા. ગણિતજ્ઞ હોવાને લીધે તેમણે વ્યાવહારિક સમસ્યાઓના અધ્યયન વડે પોતે જ આંકડાશાસ્ત્ર શીખી ગયા. તેમણે ૭૦૦૦થી પણ વધુ ચિહ્નિત (Punch-marked)



સિક્કાઓને સચોટપણે રાસાયણિક સંતુલન (Chemical Balance) વડે જોખી બતાવ્યા. સિક્કાઓ ઉપર તેમણે કરેલાં ખંતીલાં સંશોધન વડે તેમણે સિક્કાશાસ્ત્રને વિજ્ઞાનના એક વિષયનો દરજ્જો અપાવ્યો. ગુણસૂત્રો (Chromosomes) વચ્ચેના અંતરને ગણી બતાવતું તેમણે રચેલ સમીકરણ શાસ્ત્રીય જનન વિજ્ઞાન (Classical Genetics)માં મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવે છે. ગહન આંતરસૂઝની સાથે સાથે પ્રત્યેક વિગતોની તીવ્ર સમજશક્તિ, અધ્યયન કરી રહેલ વિષય ઉપરની સંપૂર્ણ સમજણ, તેમ જ ભૌતિકવાદી તર્કપદ્ધતિનો સર્જનાત્મક ઉપયોગ કરી તેઓ નવા મહત્ત્વપૂર્ણ પ્રશ્નો પૂછી શક્યા અને તેના મૂળ જવાબો પણ શોધી શક્યા.

ઈ. સ. ૧૯૫૬માં તેમનું પુસ્તક An Introduction to the Study of Indian History પ્રકાશિત થયું, અને પ્રકાશન પામવાનાં પાંચ વર્ષની અંદર જ આ પુસ્તક સંપૂર્ણ વિશ્વભરના ઇતિહાસના વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો માટે વાંચવું અનિવાર્ય થઈ પડ્યું. આ પુસ્તક પછી ઈ. સ. ૧૯૬૨માં તેમનું પુસ્તક Myth & Reality અને ઈ. સ. ૧૯૬૫માં તેમનું પુસ્તક The Culture and Civilisation of Ancient India - Historical Outline પ્રકાશિત થયું. આ બધાંયે પુસ્તકો વિશ્વની



અનેક ભાષાઓમાં અનુવાદ પામ્યાં. સંસ્કૃતના સૌથી જૂના કાવ્યસંગ્રહ તરીકે જાણીતા ભર્તૃહરિ રચિત કાવ્ય સુભાષિત રત્નકોષ ઉપર કોસાંબીએ પોતાનાં સંસ્કરણો પ્રગટ કર્યા. ભારતીય ગ્રંથોની વિવેચનાના ઇતિહાસમાં તેમનાં સંસ્કરણો સીમાચિહ્ન તરીકે ગણવામાં આવે છે.

કોસાંબીએ ભારતીય ઇતિહાસના અધ્યયનની સાથે સાથે તે કરવા માટેની મૂળ કાર્યપ્રણાલીને વિકસિત કરવામાં અપૂર્વ યોગદાન આપ્યું. ઇતિહાસ ફક્ત મૃત અતીતમાં જ વસે છે તેવું તેમનું માનવું ન હતું. તેમનો વિશ્વાસ હતો કે ઇતિહાસ તો વર્તમાનમાં જીવે છે અને તેથી કોસાંબીએ ઇતિહાસનું અધ્યયન કરતી વખતે અવલોક્યું કે - વર્તમાનમાં લોકો કઈ રીતે જીવે છે, તેઓ કઈ વસ્તુઓ વાપરે છે, તેઓ કઈ ધાર્મિક વિધિઓ અનુસરે છે, તેઓ કયો ખોરાક ખાય છે અને કયાં ગીતો તેઓ ગાય

છે - આ બધી બાબતો પરના અભ્યાસ વડે કોસાંબીએ ભૂતકાળ અને વર્તમાન વચ્ચેની અખંડિતતાને સ્થાપિત કરી.

ઈ. સ. ૧૯૯૦ના દશકની શરૂઆતમાં ભારતીય ઇતિહાસ તરફના કોસાંબીના પરિપ્રેક્ષ્યના આધાર પર ૧૩ ભાગ ધરાવતી ધારાવાહિક India Invented બનાવવામાં આવી જેનું નિર્માણ જાણીતા કાર્યકર્તા તેમ જ સમાજવિજ્ઞાની અરવિંદ નારાયણ દાસે કર્યું હતું. આ ધારાવાહિકના બધાય અદ્‌ભુત ભાગો ઇંટરનેટમાં ગૂગલ વિડીયો ઉપર નિઃશુલ્ક માણી શકાય છે.

દામોદર ધર્માનંદ કોસાંબીનો જન્મ ૩૧ જુલાઈ ઈ. સ. ૧૯૦૭ના દિવસે થયો. તેમનાં પ્રારંભિક વર્ષો કોંકણીભાષા બોલતા ગોવામાં વીત્યાં. તેમના પિતા આચાર્ય ધર્માનંદ કોસાંબી બૌદ્ધધર્મના પ્રખ્યાત વિદ્વાન હતા અને પુણેની ફર્ગ્યુસન કોલેજમાં પાલી ભાષા ભણાવતા.

તેથી દામોદરનું શરૂઆતનું શાળા-શિક્ષણ પુણેમાં જ થયું. આચાર્ય ધર્માનંદ હાર્વર્ડ વિશ્વવિદ્યાલયમાં અતિથિ વ્યાખ્યાતા (Visiting Faculty) તરીકે પાલી ભાષામાં લખેલ બૌદ્ધગ્રંથો ઉપર સંશોધનકાર્ય કરતા. ઈ. સ. ૧૯૧૮માં પોતાની બીજી હાર્વર્ડ મુલાકાત દરમિયાન તેઓ પોતાની સાથે પોતાની સૌથી મોટી દીકરી ૧૯ વર્ષની માણિક અને ૧૧ વર્ષના દીકરા દામોદરને પણ અમેરિકા લઈ ગયા. ત્યાં સુધીમાં દામોદરને બધાય હુલામણા નામ ‘બાબા’થી ઓળખતા. પહેલા દામોદર કેમ્બ્રિજ ગ્રામર સ્કૂલ અને પછી કેમ્બ્રિજ લેટિન સ્કૂલમાં ભણ્યા. ચાર વર્ષ પછી તેમના પિતા



ભારત પરત ફર્યા પણ બાબા પોતાનું કેમ્બ્રિજનું ભણતર પૂરું કરવા ત્યાંજ રોકાઈ ગયા. ત્યાંનું ભણતર પૂરું કર્યા પછી તેઓ ભારત પરત ફર્યા અને ૧ વર્ષ સુધી અહીંના મહાવિદ્યાલયોમાં પ્રવેશ મેળવવાનો પ્રયત્ન કર્યો. પણ બન્ને દેશોની શિક્ષણપદ્ધતિ અલગ અલગ હોવાને લીધે પ્રવેશ મેળવવો મુશ્કેલ બન્યો. તેથી ઈ. સ. ૧૯૨૬માં બાબા અમેરિકા પરત ફર્યા અને હાર્વર્ડ વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ મેળવી લીધો.

દામોદર તંદુરસ્તી જાળવવા માટે હંમેશાં કૃતનિશ્ચયી રહેતા હતા. તેઓ જુસ્સા સાથે નિયમિત વ્યાયામ કરતા, તરવા જતા, તે જ સાથે હોડી ચલાવવા તેમ જ પર્વતારોહણ માટે પણ જતા. તેમણે હાર્વર્ડમાં ઉત્કૃષ્ટ પ્રદર્શન કર્યું. પણ એક સત્ર (Semester) દરમિયાન તેમને ત્રણ વિષયોમાં A શ્રેણીના ગુણાંકો મળવાની સાથે સાથે એક વિષયમાં B શ્રેણીના ગુણાંકો મળ્યા. આનાથી તેમના પિતા નારાજ થયા. આને એક પડકારરૂપે સ્વીકારી દામોદર ઉનાળાની રજાઓમાં ઇટાલિયન ભાષાના અભ્યાસક્રમમાં જોડાયા. આ ભાષા તેમણે પહેલા ક્યારેય શીખી ન હતી. તેમણે ખૂબ જ મહેનત કરી અને આ વિષયમાં A+ શ્રેણીના ગુણાંકો મેળવી બતાવ્યા જે આ વિષયના પ્રશિક્ષકે આ પહેલા કોઈને પણ આપ્યા ન હતા. તરત જ દામોદરે આની જાણકારી પોતાના



પિતાને કોઈપણ ટિપ્પણી કર્યા વગર મોકલી આપી. હાર્વર્ડમાં દામોદરના ઓરડામાં અનેક વિષયો અને ભાષાનાં પુસ્તકોની સાથે સાથે મહાત્મા ગાંધીની એક છબી પણ ટીંગાડેલી રહેતી.

કોસાંબીએ ગણિતમાં વિશેષજ્ઞ બનવાની સાથે સાથે કેટલીય યુરોપિયન ભાષાઓ જેવી કે ગ્રીક, લેટિન, ફ્રેંચ અને જર્મન ભાષાઓ શીખી. તેઓ સંસ્કૃત, બ્રાહ્મી અને પ્રાકૃત પણ શીખ્યા. અમેરિકાનાં સમૃદ્ધ પુસ્તકાલયોએ તેમને વિવિધ શાખાઓના અદ્‌ભુત જ્ઞાનનો પરિચય કરાવ્યો. ખગોળવિજ્ઞાનથી લઈને ભૌતિકવિજ્ઞાન સુધી તેમ જ માનવ મગજના ઊંડાણને માપવાથી લઈને માનવના સામૂહિક ઇતિહાસના અન્વેષણ કરવા સુધીના વિષયોને તેમણે આ પુસ્તકાલયનાં પુસ્તકોથી આત્મસાત્

કર્યાં. પોતાની બૌદ્ધિક ક્ષમતા અને ઊર્જા વડે કોસાંબી જ્ઞાનની આ શાખાઓમાંથી કોઈમાં પણ ઝળકી શક્યા હોત. પણ તેમણે ગણિત ઉપર પસંદગી ઉતારી કારણકે ગણિત તરફ તેમને અદમ્ય આકર્ષણ હતું. ગાણિતિક પરિણામો સ્પષ્ટતા ધરાવતાં હોય છે અને તેમાં બૌદ્ધિક રીતે કોઈપણ બીજી બાબત કરતાં તેમને સંતોષ મળતો હતો.

ઈ. સ. ૧૯૨૯માં કોસાંબી ઉચ્ચતમ શ્રેણી મેળવી હાર્વર્ડમાંથી સ્નાતક થયા. તે સમયગાળામાં આર્થિક મંદી ચાલતી હોવાને લીધે શિષ્યવૃત્તિઓ મેળવવી અઘરી હતી. તેથી તેઓ ભારત પરત ફર્યા. ત્યારબાદ તેઓ ભારતમાં પોતાના સાંસ્કૃતિક મૂળની નજીક રહ્યા. કોસાંબી આજીવન ગણિત ભણાવતા રહ્યા. ઈ. સ. ૧૯૨૯-૧૯૩૧ દરમિયાન તેમણે બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયથી આની શરૂઆત કરી. અહીં ગણિતની સાથે સાથે તેઓ



કોસાંબી વિશ્વશાંતિ ચળવળના સક્રિય સભાસદ હતા. શાંતિના દૂત તરીકેનું પંચશીલનું પ્રતીક (શાંતિનું પક્ષી જેની ચાંચમાં નાનકડો છોડ છે) તેમને ખૂબ જ પ્રિય હતું. પોતાનું પુસ્તક Exasperating Essayમાં આ પ્રતીક તેમણે આગ્રહ કરીને છપાવ્યું

જર્મન ભાષા પણ શીખવતા જેને તેઓ વિજ્ઞાનની ભાષા માનતા હતા. થોડા સમય માટે તેમણે અલીગઢ મુસ્લિમ વિશ્વવિદ્યાલયમાં પણ શિક્ષણ આપવાનું કામ કર્યું. ઈ. સ. ૧૯૩૩માં તેઓ પુણે સ્થિત ફર્ગ્યુસન કોલેજની વિદ્યાશાખામાં જોડાયા. અહીં તેઓ કડક પ્રાધ્યાપક તરીકે જાણીતા બન્યા જેમને સમજવા અઘરા હતા. મહેનત કર્યા વગર ઉત્તીર્ણ થવાની દાનત રાખનારા વિદ્યાર્થીઓમાં કોસાંબી લોકપ્રિય ન હતા, પણ તેજસ્વી અને અભ્યાસ પ્રત્યે ગંભીર વલણ ધરાવતા વિદ્યાર્થીઓ જે સખત પરિશ્રમ કરવા માટે કટિબદ્ધ રહેતા તેઓ કોસાંબીનાં અત્યંત વખાણ કરતા ન થાકતા. ૧૪ વર્ષ સુધી ત્યાં અધ્યાપનકાર્ય કર્યા પછી ત્યાંના સત્તાવાળાઓ સાથે ગંભીર મતભેદો ઊભા થવાને લીધે કોસાંબીએ ફર્ગ્યુસન કોલેજ છોડી દીધી. તેઓ પરીક્ષાઓ ઉપર આધારિત શિક્ષણપ્રણાલી અને શિક્ષણનાં ઉદાસીન ધોરણોને લીધે અતિદુઃખી હતા.

ઈ. સ. ૧૯૪૬માં તેમને હોમી ભાભાએ નવી સ્થાપના પામેલી Tata Institute of Fundamental Research (TIFR)માં જોડાવા માટે આમંત્રિત કર્યા. થોડાં જ વર્ષોમાં આ બન્ને ભિન્ન વ્યક્તિત્વ ધરાવતા મહાનુભાવો વચ્ચે ઘર્ષણો થવા લાગ્યાં અને બન્ને વચ્ચેના હૂંફાળા સંબંધોમાં કડવાશ વ્યાપી ગઈ. ભાભા સંશોધનકાર્યથી અલગ પડી



સંસ્થા-નિર્માણના કામમાં ધ્યાન આપવા લાગ્યા અને વિજ્ઞાની સંચાલક બની ગયા. બન્ને વચ્ચે વૈચારિક મતભેદ પણ હતા. ભાભા આણ્વિક ઊર્જાને પ્રોત્સાહન આપવાનો મત ધરાવતા હતા જ્યારે કોસાંબી વૈકલ્પિક ઊર્જાના સ્રોત તરીકે સૌરઊર્જાને પ્રાધાન્ય આપવાના હિમાયતી હતા.

ઈ. સ. ૧૯૬૨માં TIFR સાથેના તેમના કરારખતને નવેસરથી લાગુ કરવામાં ન આવ્યો. ઈ. સ. ૧૯૬૪માં Council of Scientific & Industrial Research (CSIR) એ તેમને સન્માનપૂર્વક નિવૃત્ત થયેલ વિજ્ઞાની તરીકે નિયુક્ત કર્યા અને તેઓ આ પરિષદ સાથે સંલગ્ન પુણેની Maharashtra Association For Cultivation of Science સાથે જોડાયા.

મેજર જનરલ ઇનાયત હબીબુલ્લા પુણે નજીક ખડકવાસલામાં સ્થિત રાષ્ટ્રીય સુરક્ષા અકાદમી (National Defence Academy)ના સૌ પ્રથમ સેનાનાયક (Commandant) હતા. હબીબુલ્લા પોતે શોખ ખાતર પુરાતત્ત્વનો અભ્યાસ કરતા હોવાથી તેમણે અકાદમીમાં વિવિધ રુચિ કેળવવાના ભાગ તરીકે પુરાતત્ત્વીય સંસ્થા (Archaeological Society)ની સ્થાપના કરવા માટે કોસાંબીને આમંત્રિત કર્યા. અહીં કોસાંબીએ સૈનિક છાત્રો (Cadets) અને તેમના પ્રશિક્ષકોની ઉત્સાહી ટોળીને નાના અને મોટા પાષાણો, ખડકો ઉપરની કોતરણી તેમ જ અન્ય કલાકૃતિઓની શોધ કરવા માટે માર્ગદર્શન આપ્યું.

ઈ. સ. ૧૯૩૧માં તેમણે નલિની મડગાંવકર સાથે વિવાહ કર્યા. તેમની મોટી દીકરી માયા કર્કરોગની બિમારીને કારણે અસમયે મૃત્યુ પામી. તેમની નાની દીકરી મીરા કોસાંબી જાણીતા સમાજવિજ્ઞાની છે અને હાલમાં પુણેમાં રહે છે.

ઈ. સ. ૧૯૪૯માં શિકાગોમાં કોસાંબી પથ-ભૂમિતિ (Path-Geometry)નો વિષય શિખડાવવા માટે અતિથિ વ્યાખ્યાતા તરીકે જતા અને પછીથી તેમને પ્રિંસ્ટનસ્થિત Institue of Advanced Studyમાં મહેમાન તરીકે બોલાવાયા જ્યાં તેમની અલ્બર્ટ આઈન્સ્ટાઈન જોડે વ્યાપક ચર્ચાઓ થઈ.

કોસાંબી ચર્ચાવિચારણા કરી શકતી

પદ્ધતિમાં વિશ્વાસ ધરાવતા હતા. પરંતુ તેઓ રૂઢિચુસ્ત ડાબેરી પક્ષોના સખત ટીકાકાર હતા અને આ પક્ષોને તેઓ અધિકૃત માર્ક્સવાદીઓ (Official Marxist) તરીકે સંબોધતા. આણ્વિક ઊર્જા વિષેની તેમની આલોચનાને કારણે તેઓ ભાભાની નજરમાં અપ્રિય ઠર્યા. જ્યારે જવાહરલાલ નહેરુએ લખેલ અંગ્રેજી પુસ્તક Discovery of India (મારું હિંદનું દર્શન)નું પ્રકાશન થયું, ત્યારે કોસાંબીએ ભારતના ઇતિહાસ વિષેની નહેરુની છીછરી સમજને ખુલ્લો પાડતો ઉગ્ર સમીક્ષાલેખ લખ્યો. પોતાના

ઈ. સ. 2007માં દામોદર ધર્માનંદ કોસાંબીની જન્મશતાબ્દીની ઉજવણી નિમિત્તે તેમનાં દીકરી પ્રાધ્યાપક મીરા કોસાંબીને તેમના પિતાનું રેખાચિત્ર ભેટરૂપે આપવામાં આવ્યું



પ્રખર સ્વાધીનતાવાદી વિચારોને લીધે સરકાર તેમ જ ડાબેરી પક્ષો બન્નેએ તેમને હાંસિયામાં ધકેલી દીધા. ઈ. સ. ૧૯૩૪માં ફક્ત ૨૬ વર્ષની ઉંમરે કોસાંબી સૌ પ્રથમ રામાનુજન્ મેમોરિયલ પારિતોષિક જીત્યા અને ઈ. સ. ૧૯૪૭માં વિશેષ ભાભા પારિતોષિક મેળવ્યું. ભારતીય શાસને કોસાંબી તરફ દર્શાવેલી અસંવેદનશીલતા તેમ જ ઉપેક્ષાનું જ આ પ્રતિબિંબ છે કે આવા અદ્ભુત બુદ્ધિજીવીને તેમની પ્રતિષ્ઠાને છાજે તેવું કોઈપણ રાજ્ય કે રાષ્ટ્રસ્તરનું પારિતોષિક એનાયત ન થયું.

ઈ. સ. ૨૦૦૭માં કોસાંબીના જન્મશતાબ્દીના વર્ષની ઉજવણી નિમિત્તે પુણેમાં અગ્રણી બૌદ્ધિકોનાં વ્યાખ્યાનોની શ્રેણીનું આયોજન કરવામાં આવ્યું. મોડેથી જ ભલે પણ ભારત સરકારે કોસાંબીની યાદગીરીરૂપે ટપાલટિકિટ બહાર પાડી તેમ જ પુણે વિશ્વવિદ્યાલયમાં Kosambi Chairની સ્થાપના કરવા માટે એક કરોડ રૂપિયાનું અનુદાન પણ મંજૂર કર્યું.

૨૯ જૂન ઈ. સ. ૧૯૬૬ના દિવસે ફક્ત ૫૯ વર્ષનું અલ્પાયુ ભોગવી આ નોંધપાત્ર કાબેલ વિજ્ઞાની કાળધર્મ પામ્યા. તેમ છતાં માનવીય જ્ઞાનનાં વિવિધ ક્ષેત્રોમાં કોસાંબીએ કરેલાં તેજસ્વી યોગદાનોને લીધે તેમને સદીઓ સુધી યાદ રાખવામાં આવશે.

❑❑❑



# અહમ્

☐ મેધા ત્રિવેદી

**એ** ચાલ્યો ગયો હતો. તેણે એક વાર પાછું વળીને જોયું નહોતું. તોય ચાના કપમાં છેલ્લે રહી ગયેલી પરત જેવો પડી ગયેલો વરસાદ, હજુય વાતાવરણમાં ઝૂલી રહ્યો હતો અને ટીપે ટીપે પડ્યા કરતો હતો. ધારોકે યોશુને કોઈ પૂછે કે એના ચાલ્યા જવાથી તારા જીવનમાં કોઈ શૂન્યાવકાશ રચાયો હતો? તો યોશુ ઘડીનોય વિચાર કર્યા વિના ના કહી દે. એક ટેવ હતી જે ધીમે ધીમે તેણે વિસારે પાડી હતી. વાત કંઈ અહીં અટકી નહોતી ગઈ, આગળ ચાલી હતી. સાવ સાધારણ નહીં જેવી વાત કે તે મળવા આવવા માગતો હતો, બસ આટલી

વાતને પગ આવ્યા હતા, આદિ માનવ જેવા પહોળા પંજા અને આંગળાંને લાંબા નહોર, સમયની અસર તેને થઈ જ ના હોય તેમ. એટલે જ તો યોશુ બેચેની અનુભવવા લાગી હતી.

અત્યારે  યોશુ જેવી રીતે બેઠી છે, ત્યારે પણ એમ જ બેઠી હતી. તેની સામે, હાથમાં  પેન્સિલને રમાડતો તે, યોશુ પેન્સિલ હોય અને હમણાં જ તેનો છોલ ઉતાર્યો હોય એમ, તેની અણીની ધાર બરાબર નીકળી છે કે નહીં તે તપાસતો બેઠો હતો. બંનેની બરાબર મધ્યમાં લાકડાનું ટેબલ મૂક્યું હતું. કોઈ મેગેઝિન અથવા તો ક્યાંક શોપમાં જોયું હતું, આછા બદામી રંગના લાકડાને, પોલીશ કરવાથી તેની ચમક વધી ગઈ હતી. ઘર માટે તેને ખરીદી લીધું હતું. ટેબલ જરા ભારેખમ થઈ ગયું હતું, તેની જગ્યાએથી જરાયે હલાવી શકાય તેમ નહોતું. એની ફરતે ઝડપથી સરકી શકે એવી બે ખુરશીઓ. આ એની અને યોશુની બેસવાની ફેવરેટ જગ્યા હતી, જ્યાંથી રસ્તો સાફ દેખાતો હતો. ટેબલને ખરીદ્યા પછી તેને મૂકવાની જગ્યા એણે જ નક્કી કરી હતી. યોશુ માની ગઈ હતી. એણે ટેબલ પર પેન્સિલ ફેરવી અને પેન્સિલને તે ટેબલના છેક છેડા સુધી લઈ આવ્યો હતો, જ્યાં લાકડાની રેષાઓ પટ્ટીઓમાં સમાઈ જતી હતી. --યોશુ જો તો, તને એવું નથી લાગતું કે ટેબલના લાકડાથી ટેબલની સુંદરતા વધી જાય છે? યોશુની આગળપાછળ એક ઉદાસીનતા વીંટળાઈ વળી. સામે મેટલના તારથી મઢી લીધેલા મેદાનમાં છોકરાઓ ફૂટબોલ રમી રહ્યા હતા. થોડી થોડી વારે તેમની ચિચિયારીઓ સડકને વીંધી યોશુ પાસે દોડી આવતી હતી. તેણે તેના સવાલને ઇગ્નોર કરવાનો પ્રયત્ન કર્યો. ઇગ્નોર, બીજી કોઈ ભાષામાં આનો અર્થ એને સમજાતો નહોતો જેટલો તેને અંગ્રેજી ભાષામાં સમજાતો હતો, ઘસડાઈને આવી ગયેલી સાંજને કંઈક ઓપ આપવાની યોશુની મહેનત નિરર્થક ગઈ હતી. ટેબલ પર પડેલા પીણાને યોશુએ હાથમાં લીધું, કાચના ગ્લાસની સપાટી પર પાણીનાં ટીપાં બાઝી ગયાં હતાં. આદત હતી, અહીંયાં બેસીને તેને કશું ગળી જવાની. ગ્લાસને યોશુ ઘડીકવાર જોઈ રહી, એના લીધે તેની આંગળીઓમાં શીતળતા પ્રસરી, ફરી સામેના મેદાનમાંથી ઊઠેલી વિજયની એક તીણી ચિચિયારીએ તેના હૃદયને ભેદી નાખ્યું. હવે કશું ઇગ્નોર થઈ શકે તેમ નહોતું. તેણે ગ્લાસને હોઠે અડાડ્યા વિના પાછો ટેબલ પર મૂકી દીધો, બની શકે, પરંતુ એનો અર્થ એ નથી કે ટેબલ પર ઉપસેલી આ રેષાઓ બીજે ક્યાંય પણ ગંઠાઈ ના જ શકે. યોશુના જવાબથી તે ચકિત થઈ ગયો અને તેના આશ્ચર્યની બંને બાજુની ધારને ટટોળતો હોય તેમ યોશુ પરથી નજર હટાવી તેણે પેન્સિલનો ઘા જરાક દૂર

મૂકેલા સોફા પર કર્યો. ત્યારબાદ એક પણ શબ્દ બોલ્યા વિના એ ત્યાંથી જતો રહ્યો. યોશુ રૂમમાં અંધારું થયું ત્યાં સુધી બેસી રહી હતી, પછી ઊભી થઈ, કિચનમાં ગઈ, કબાટમાંથી કટલરીનું બોક્સ કાઢ્યું. તેમાંથી ડિસમીસને લઈ તે ટેબલ પાસે આવી, અને તેણે ટેબલના પોલીશને ઘસી નાખતી એક ધાર ખેંચી.

યોશુનું આખું કુટુંબ, વર્ષો થયાં આ શહેરમાં વસી ગયું હતું. આથી જ તો લોકલ ટ્રેનની સાંકડી બારીમાંથી દેખાતાં સ્ટેશન હવે પોતાનાં બની ચૂક્યાં હતાં. સ્ટેશનની સામે, આ રસ્તો ક્રોસ કર્યો કે પુસ્તકઘર. શબ્દોનાં માળખેમાળખાં. તેના નાના પેસેજમાં બનાવેલી કોફી શોપ, શબ્દોમાં ધીમે રહીને સરકી આવેલું નીલું આકાશ. ત્યાંય ધોળો આરસ જડેલું ટેબલ તો હતું, કોફીના ઘૂંટ પર ઘૂંટ પીતો જતો હતો એ, અને ધોળા આરસ પર ખાલી થયેલા કોફીના મગનાં ચકરડાં પડે એ પહેલાં યોશુ ટીસ્યુથી તેને લોઈ નાખતી હતી, એના શબ્દોને, એના એ સમયના મિજાજને, એની બોલવાની રીત, શબ્દોને છૂટા કરવા, મરોડી નાખવા અને તેને ભેગા કરી અર્થસભર વાક્યોના થોકે થોક, બધું જ પહેલી વારનું હતું, એ પુસ્તકઘર, આરસનું ટેબલ અને રોજ પિવાતી કોફી. આમજ મળી જવાયું હતું. ક્યારેક મળવાનું કશું કારણ ના હોય એ રીતે. પુસ્તકો ગમતાં હતાં, અને એની છપાઈની સુગંધ જેવો તે, આરસના ટેબલ ફરતે બેઠેલાઓનું તો ધ્યાન આકર્ષિત કરતો, પરંતુ આજુ-બાજુનો માહોલ પણ ઉશ્કેરાઈ જતો. મળ્યાં ત્યારે એણે નામ પૂછ્યું હતું--- યોશુ.-- યોશુ?-- આ વળી કેવું નામ, એનો અર્થ શો, તને આવું નામ વિચિત્ર નથી લાગતું? --લાગે છેને, યોશુએ કહ્યું હતું.-- કેટલીક વાર કોઈ મારા નામનો અર્થ પૂછેને તો કહી દઉં છું યોશુનો કોઈ અર્થ નથી, જેમ જન્મ થવો કે મૃત્યુ થવું એની પાછળ કશો અર્થ રહેલો નથી એમ, શા માટે જન્મ થયો, શા માટે મૃત્યુ થયું એનો અર્થ કેવી રીતે જાણી શકાય? લાખો બાળકોમાંથી પોતાના બાળકને જુદું તારવવા પાડેલું નામ, પરંતુ સાચું કહું, નામનો તો જેમ જેમ મોટા થવાયને, એમ એનો અર્થ બેસતો જાય, ફરક હોઈ શકે છે જન્મ સમયે પાડેલા નામમાં અને તમારા જીવનમાં, એટલે મને તો લાગે કે નામ તો મૃત્યુ સમયે પાડવું જોઈએ, જુઓ આ નામ પ્રમાણે જીવી ગયો. એ હો, હો કરીને હસી પડ્યો હતો.-- યોશુ, જેવું તારું નામ તેવા તારા વિચારો, મને ગમશે તારી સાથે વાતો કરવી અને રોજ મળવાનું બહાનું બનતું ગયું હતું. પુસ્તકઘરમાં હારબંધ ગોઠવેલાં પુસ્તકોમાં રહેલા કેટ-કેટલા વિચારો કૂદીને આવી જતા દૂધિયા આરસ પર, ખળભળાવી મૂકતા બંનેને. ભારણ વધી જતું ત્યારે ઊંચી

ઇમારતો પાછળ સંતાતા સૂર્યના સંધ્યાના રંગોને જોઈ રહેતાં. હાથમાં હાથ પકડીને, રચાતું વિશાળ દૃશ્ય અને દૃશ્યમાં રહેલ સહજ નિર્મળ ભાવ ક્યાંય સુધી વહેતો રહેતો, એક સરખો. એકલો ભાવ જ નહીં અર્થનું ઘડતર પણ થતું રહેતું હતું, જિવાઈ જવાશે આમજ સાથે રહીને. એ પછી એના શબ્દોએ મૂળ ફેલાવ્યાં હતાં અને તેમાં ક્યારે યોશુના શબ્દો ઓગળી ગયા તેની જાણ તો જ્યારે યોશુ ભીડ ભરેલા સ્ટેશન પર ઊતરતી ત્યારે જ થઈ જતી. જકડી નાખે તેવી ભીંસમાં સંકડાશ હતી, તે આખો ઝળુંબી જતો એના પર અને યોશુના શબ્દો, શબ્દો જ રહી જતા. દિવસ પછી દિવસ વીતતા સંકડાશ આકાશની જેમ વિસ્તરતી ગઈ હતી. કારણ હોય કે ના હોય, યોશુને ગમે કે ના ગમે, શબ્દોની હરીફાઈ મંડાતી, હવે પુસ્તકોમાં આવતા વિચારોની નહીં, નીજી માન્યતાઓની. તેમાં જીત તો એની જ થવી જોઈએ તેવી મૌન માંગ રહેતી. શરૂઆતના દિવસોમાં યોશુને ગમતું એનાથી હારી જવાનું. યોશુને તેની હાર કરતાંય એની જીત વધારે લાગતી. એમ કરતાંય તેની સાવ નજીક આવી જવાય, મૂળને અંકુર ફૂટે, ડાળી પાંદડાં પર ફળ આવે સુગંધીદાર રસથી ભરેલાં, બંનેની ભાગીદારીનાં. ખરેખર એવું બની શક્યું હતું ખરું? ચોપાટ મંડાતી, પાસાં ફેંકાતાં, ઝડપથી ફરતી કૂકરીઓને પોતાની રીતે ચલાવી, જીતને હાંસલ કરી લેવી એ તેની જીદ બનતી જતી હતી. નજીવી બાબતે બાજી આખી ઊંધી વળી જતી. બીજા દિવસે એજ ચોપાટ અને એ જ બાજી અને એજ જીત. નાની બાબતોની હુંસાતુંસી, ટેબલની સામ-સામે થતાં અનુમાનો, દલીલો પર દલીલો અને છેવટે ત્યાંથી ઊઠી જવાની પ્રક્રિયા, સંબંધના કોચલામાં તિરાડો પાડી દેતી. ક્યારેક ક્યારેક મળી આવતું પુસ્તકઘરનું માળખું, અજુગતું અને તૂટક તૂટક ત્યારે યોશુ, સાથે ચાલવાનો પ્રયત્ન કરતી રહેતી. ફૂટપાથને અડીને ધારે ધારે સ્ટીલની ચળકતી રેલિંગમાં યોશુનાં અને એનાં બિંબ એ રીતે પડતાં કે જાણે એ હતાં તેનાથી કંઈક વધારે પામવા માગતાં ના હોય. એટલે કે કપાળ સાંકડું, નાક મોટું, અને હડપચી તો લાંબી થઈને છેક સુધી લંબાઈ ગઈ હતી. તે ઊભો રહી જતો રેલિંગના કાટખૂણે, અને યોશુ કોઈ બંધ શોપના સળંગ કાચમાંથી દેખાતી મેનીક્વીનને અઢેલીને. એની નજર યોશુ પર નહીં પરંતુ રેલિંગ ઓળંગી સામે જતા રસ્તા પર જઈને ઠરેલી રહેતી. એ ઝાટકો મારી યોશુ તરફ ફરીને કહેતો -ચાલ, આવવું છે સામેના રસ્તા પર? પરંતુ યોશુ જાણતી હતી, તેમાં હવે યોશુ તેનો સમાવેશ કરી શકવાની નહોતી. કોચલું તૂટ્યું ત્યારે એમાંથી બહાર નીકળી આવ્યો હતો, કદીયે એક ના થઈ શકેલો આનંદ કે ના તો આવી પડેલી મુશ્કેલીઓને, એકી સાથે ખંખેરી

નાખવાનું સુખ. આગ્રા ફરવાં ગયાં ત્યારે લીધી હતી તાજમહેલની નાની રીપ્લીકા. એ હંમેશાં કહેતો-- આ રીપ્લીકામાં જીવનની ધડકનો છે, જોજે હં... ધૂળ ના ચઢે એના પર. ધૂળ તો નહોતી ચઢી પરંતુ તાજમહેલ ટુકડે-ટુકડા થઈ રજ-રજ થઈ ગયો હતો. તે એ રજને ક્યાંય સુધી જોતી રહી હતી. ધીમે ધીમે તેને સમજાતું ગયું હતું, તે જાણે-અજાણે એની જીવતી શિરાઓને ખાઈ રહી હતી, એની પાસે રહી જતાં હતાં ફક્ત શબ્દોનાં માળખાં, એને હાડ માંસથી ભરી દેવાની યોશુની કોશિશ, કોશિશ થઈને રહી જતી હતી. રોજ રોજ એનો ભ્રમ તૂટતો જતો હતો અને એના અહમ્‌ની ગાંઠ વધારેને વધારે મજબૂત થઈને એટલી તો ઝીણી થતી જતી હતી કે યોશુ તેને કેમેય ઉકેલી શકતી નહોતી. આથી જ તો તેણે ઘર છોડ્યું ત્યારે યોશુએ તેને જતાં રોક્યો નહોતો. કેટલીક વાર આવું બનતું રહે છે જીવનમાં, કોઈક હતું, એના માટે ખાસ જગ્યા ફાળવી હતી, હવે એ નથી, જગ્યા ખાલી થઈ ગઈ છે. ખૂણો સૂનો પડી ગયો છે. ક્યારેક આપણે અજાણતાં એ ખૂણે પહોંચી જઈએ અને ખાલીપણાનો અહેસાસ ઘડીક સતાવે એટલું જ, એ પછી કશું જ નહીં. ઘણીવાર એવુંય બને કે ખાલી જગ્યા પર કેટલાંય આવરણો ચઢી જાય, અને ધૂળથી જગ્યા ઢંકાઈ જાય. તમને એવું નથી લાગતું કે યોશુએ પણ એ ખાલી જગ્યા પર આવરણો ચઢવાં દેવાં જોઈતાં હતાં. ધૂળ અને જાળાંને જામવાં દેવાં જોઈતાં હતાં, જેથી તેના જખમો તેમાં દટાઈ જાય. પરંતુ યોશુએ એવું નહોતું થવા દીધું. એ ખાલી જગ્યા એણે ખાલી જ રાખી હતી. એને તે રોજ સાફ કરતી, નામનીયે ધૂળ ચઢવા ના દેતી. ખાલી જગ્યાને ઘસીને ઊજળી બનાવી દેતી. પીડાને શમવાની તકોને ઊગતા જ ડામી દેતી હતી. આજે એની મળવા આવવાની વાત પર તે જરાક ખુશ થઈ હતી પણ તરત જ તેણે એની જાતને સંભાળી લીધી હતી. હજુ તેણે ઘણાં કાર્યો કરવાનાં બાકી હતાં. એ, જે રીતે ઘરને મૂકીને ચાલ્યો ગયો હતો એજ રીતે ઘરને તેણે ફરી ગોઠવવાનું હતું.

એ ચાલ્યો ગયો હતો, પરંતુ તે એના અહમ્‌ને સાથે લઈ જઈ શક્યો નહોતો. ભટકતો રહેતો હતો યોશુની પાછળ- પાછળ. યોશુ ક્યાં જાય છે? કેવી રીતે રહે છે? દિવસ કેમ વિતાવે છે? ચોપાટ તો એ હજુય ખેલી લેતો હતો, જિતાયેલી તેની કૂકરીને પાછી દાવમાં ના મૂકીને. યોશુની એકલતા તેમાં રહેલી તેની ઘૂટન અને તેના કારણે હિજરાતી યોશુને જોવા, તેનો અહમ્ સતત તરસતો રહેતો હતો. પેલા લાકડાના ટેબલ સામેની ખાલી પડેલી જગ્યાને તે કેવી રીતે ભરી દેતી હશે? તેને યાદ કરીને કે પછી કોઈ બીજી રીતે તો નહીં? એ બીક, એના અહમ્‌ને ખાઈ

જતી હતી, આથી જ તો એ બરાબર અને સતત યોશુની ભાળ રાખ્યા કરતો હતો. ક્યારેક ફોન કરીને તો ક્યારેક મિત્રો દ્વારા. મુસીબતોમાં યોશુને ફસાતી જોઈ ઊછળી પડતો એનો અહમ્. રાહ જોયા કરતો, ક્યારે યોશુ હારીને તેને પાછો ફરવા વિનંતી કરે, અને તે જીતની ચમકને આંખોમાં પહેરી પાછો આવે.

જોકે એવું તો કશું બન્યું નહોતું. યોશુએ એવું બનવા દીધું નહોતું. તોય યોશુ જેને ટેવ સમજતી હતી તે, એની સાથેના ટૂંકા સહવાસની યાદો, પ્રસંગો, સાથે વિતાવેલા દિવસોને વિસારે પાડી નવેસરથી જીવન ગોઠવવામાં તેને મહેનત પડી હતી. અજાણી ક્ષણો ભૂત, ભવિષ્ય સાથે લઈને આવતી. ભૂલી કશું જ નહોતું જવાયું, તો ફેંકી પણ નહોતું જ દેવાયું. છતાંય તેની યાદોને બાંધીને, કોરાણે કરી દેવાના પ્રયત્નમાં યોશુ ખાસ્સી સફળ રહી હતી. યોશુના આગળ જતાં દરેક પગલાંઓએ, એના અહમ્ પર ઘસરકા કર્યા હતા. એનો અહમ્ સાવ ભાંગીને ભુક્કો થઈ જાય તે પહેલાં એને સમેટી લેવા આવવાનો હતો એ. એક આખું વર્ષ નીકળી ગયું હતું. યોશુએ તેને જોયો નહોતો. ફોન પર વાત થતી સાવ ઉપરછલ્લી. આગ્રહ કશો નહોતો, સમાધાન પણ નહોતું, ઘર, ઘરની દીવાલો, ફર્શ, ફર્નિચર જોવાની એની ઇચ્છાને યોશુએ અનુમતિ આપી હતી. એ આવવાનો હતો. તેના યોશુ સાથે રહી ગયેલા અહમ્‌ના ટુકડાઓને ભેગા કરી, એક આખેઆખા અહમ્‌ને નવેસરથી રચી આગળ વધી ગયેલી યોશુનાં પગલાંઓ સાથે પગલાં મેળવવા. તેના પાછા ફરવામાં એ રહી ગયેલો ગર્ભિત અર્થ સમાઈ જતો હતો, તેની જાણ યોશુને હતી. એની સાથે ઘસડાઈને આવી ગયેલી યાદોને, એ ક્ષણોને હવે યોશુ માફ કરી શકે તેમ નહોતી, અથવા તેનું માનસ તેમ કરવા તૈયાર નહોતું.

આવેગ કે ગુસ્સો નહોતો રહ્યો, રીતસરનું આયોજન હતું, તેના છટપટાતા અહમ્‌ને નિરાંતે જોવાનું. આથી જ તો મંડાઈ ગયેલા નવા દૃશ્યને ભૂંસીને એ જ દૃશ્ય જેનાથી તે પરિચિત હતો, એને ફરીથી ઊભું કરવાનું હતું. તેના પડછાયાને બરાબર ઝીલી શકાય એ રીતે બેઠકની ગોઠવણી કરવાની હતી, આવી રીતે બેસવાથી ઘરની અંદરનું અને બહારનું અંતર મટી જતું હતું, એવી તેની માન્યતાને યોશુએ પુષ્ટિ આપવાની હતી. હજુ યોશુને લાકડાના ટેબલ ટોપ પર પારદર્શક જગમાં પીણું ભરીને મૂકવાનું હતું, અને એની સાથે ચકચકિત ક્રિસ્ટલ ગ્લાસ, જ્યારે તે હાથમાં રહેલા ગ્લાસને રમાડતો હોય ત્યારે એના ચોકોરમાંથી તેના રહ્યાસહ્યા અહમ્‌ને તે જોઈ શકે. યોશુને ખાતરી હતી આવી ગોઠવણી એ જ્યારે કરશે ત્યારે એનામાં રહી ગયેલું પેલું છેલ્લું લાલ પ્રવાહી ઊકળી ઊઠશે. તેમાંથી

ઊભરાતી જૂની યાદોની ખાલો તેને દઝાડી મૂકશે. સમય અહીંયાં સ્થિર થઈ ગયો હોય અને તેનો અહમ્ અહીંયાં ફરતો રહેતો હતો, એવી વ્યવસ્થા કર્યા પછી પણ તેણે જે સ્થૂળ વસ્તુઓ જોવાની ઇચ્છા પ્રગટ કરી હતી, બારી, બારણાં, ફર્શ, છત અને ભીંતોને, યોશુ એવી રીતે ગોઠવશે કે જ્યારે તે, તેની સાથે વાત કરે ત્યારે જીવંત થઈ જતો સમય ધીમે ધીમે સરકતો જાય અને સાવ નાનો થઈને એજ ટેબલ પરથી ઊડી જવાના પ્રયત્નમાં ઝૂરતો રહે, અને તેના અહમ્‌ને ક્યાંય સંતાવાની જગ્યા પણ ના રહે! એવો દાવ, હવે યોશુએ પાર પાડવાનો હતો. અજબ પ્રકારની અનુભૂતિ યોશુને થઈ રહી હતી, ઓલવાઈ જતી યાદોમાં તેના આવવાની રાહ જોવી, એટલું જ પૂરતું હતું તેમાં તણખો પેદા કરવા માટે. એના ગયા પછી  તેના મૌન થઈ ગયેલા શબ્દોને યોશુએ સજાવ્યા હતા ભીંતો પર, બારણામાં, ફર્શ પર, એટલા માટે જ કે જો તે પાછો ફરે તો એને એનું જ અટ્ટહાસ્ય સંભળાય એ શબ્દોમાં. રોજ યોશુ એ લટકતી ખાલો પર બદલાયેલા પાણીનો છંટકાવ કરતી રહી હતી જેથી કસમયે તે બોલી ના પડે અને યોશુ સાથે જ તે પણ અગ્નિમાં હોમાતો જાય. યોશુની હવે જીતવાની હોડ તીવ્ર થતી જતી હતી અને સમય પાછળ ધકેલાતો જતો હતો.

યોશુ રસોડામાંથી પાણી ભરેલો ગ્લાસ લઈ આવી અને એ જેવી રીતે ખુરશીમાં બેસતો એવીજ રીતે તે એજ ખુરશીમાં બેઠી. આંગળીઓ વચ્ચે ગ્લાસને તેણે ટેકવ્યો, એક પગને બીજા પગ પર ચઢાવ્યો. એની આંખોમાં શૂન્યતા ફરી વળી. એ આવશે ત્યારે એની સાથે તે વાત શું કરશે? અથવા હવે તેની સાથે શું વાત થઈ શકે, એના ગયા પછી યોશુએ કેવી રીતે તેના દિવસો વિતાવ્યા તે, કે પછી તેણે આટલો સમય ક્યાં ગાળ્યો તે, આવી હકીકતો જાણવાનો અર્થ રહ્યો નહોતો. યોશુ નક્કી નહોતી કરી શકતી કે તે બે અજાણ્યા માણસો મળે એ રીતે વાત કરે કે વર્ષોથી એકબીજાને જાણતાં હોય તે રીતે. શરૂઆત મોસમથી થઈ શકે, સવાર પડતાં કૂણો તડકો ચારેબાજુ ફેલાય છે, એનાથી ટેબલ પર પ્રકાશની રેખ ઉત્પન્ન થાય છે, સાંજ પડે એક પૂરો થયેલો દિવસ ભીંત પર ચઢી તેને જોયા કરે છે, નવો દિવસ ઊગવાની રાહ જોવામાં. આવી શરૂઆતને અંતે કોઈ બીજી શરૂઆત થઈ શકે. એ ઊભી થઈ, હજુ એને તૈયાર થવાનું બાકી હતું. યોશુએ વૉર્ડરોબમાંથી એક સાડી પસંદ કરી. ના ભડક રંગની કે ના ફિક્કા કલરની. તે દર્પણ પાસે ગઈ. પાટલી, પાલવ કે છેડો સરખો કરવાની ગરજ તેને દેખાઈ નહીં. તેણે તેના ચહેરા સામે જોયું. એક ચહેરા જેવા

ચહેરાને સમય ગળવા લાગ્યો હતો. આંખ ઊંડી ઊતરી હતી, ગાલ બેસી ગયા હતા અને નાક વધારે ઊપસી આવ્યું હતું. તેને નવાઈ લાગી તે ખરેખર શું આવી જ દેખાય છે? વર્તમાન શેની ચાડી ખાતો હતો, તેના મનમાં એક સવાલ ઊઠ્યો! ખરેખર તે એની રાહ જોતી હતી કે સામે દેખાતા રસ્તાને જોતી હતી જે હવે સાવ ખાલી હતો, પસંદગી તેણે કરવાની હતી. રસ્તા પરના અવાજો શું ધૂળની જેમ રસ્તામાં જ સમાઈ જશે કે પછી ખાલી રસ્તા પર યોશુ મરજી મુજબ દોડી શકશે. આજે યોશુ માત્ર યોશુ હતી, દર્પણે દેખાડેલી તે યોશુ, તેના પ્રતિબિંબને પાર કરી, ક્યાંય આગળ વધી ગયેલી યોશુ. એથી જ તો એના આવવામાં ના કોઈ અધીરાઈ હતી કે નાતો સાવ વિમુખતા.

યોશુએ એક નજર આખા ઘર પર નાખી. જે રીતે ઘર, ઘરની વસ્તુઓને તે મૂકી ગયો હતો એ જ પ્રમાણે એની જગ્યા પર ગોઠવાઈ ગઈ હતી. એણે તેમના બંને માટે લીધેલું ઘર, એણે તેને સજાવવા ખરીદેલું ફર્નિચર, એની પસંદગીનું ટેબલ, એની મરજીથી આજુ-બાજુ ગોઠવાઈ ગયેલી બેઠકો, એણે ખુલ્લાં કરી આપેલાં દૃશ્યો, એણે નક્કી કરીને ચીંધી આપેલો રસ્તો, ક્રિસ્ટલ ગ્લાસમાં રેડાતું ઠંડું પીણું, એની આદતો, જે યોશુની પણ બની ગઈ હતી. ચારેબાજુ વેરાયેલા એના અહમ્‌ના ટુકડાઓમાં અંતિમ જેવી ફરતી યોશુ, એની જીવતી નસ, જેને તે અતિશય ચાહતો હતો, તેને કેમેય છોડી શકે તેમ નહોતો. નિર્ણય યોશુએ લેવાનો હતો, એણે નહીં. તે પાછો ફરશે, વીતી ગયેલી પળોને એકઠી કરશે, તેમાં ઉમેરાતી જશે યોશુ, યોશુની એકે એક ક્રિયાઓ જેનો ફેંસલો તે કરશે. એ પછી યોશુ યોશુ નહીં રહે, છબી બદલાશે, ચહેરા પર પડેલ યોશુની મહેનતના ચાસ સપાટ થઈને રહી જશે, અને અત્યાર સુધીમાં યોશુએ પોતે ચાતરેલા રસ્તામાં એ ગાબડાં પાડશે. આવું બને તે પહેલાં યોશુ તેના પોતાના શબ્દોને, મંડાયેલી ચોપાટ પર નાખશે, અને તેના સિસકારાનાં ચારેય ખાનાં ચીત કરી નાખશે. --તું ચાલ્યો ગયો હતો ને તે પછી, એ નથી રહ્યું જેને લઈને આપણે પ્રથમ વાર મળ્યાં હતાં. ટેબલ, એ બેઠકો અને ક્યારેક તેં મને ભેટ ધરેલ તને ગમતાં ફૂલો જેના પર મેં તારું નામ લખીને ડાયરીમાં સાચવી રાખ્યાં હતાં તે ડાયરી ક્યારની બદલાઈ ચૂકી છે, તો હવે તેના શબ્દો પણ એ ક્યાં રહ્યા હતા. ઊબ વળીને સુકાઈ ગયેલા શબ્દોના ભૂકાને હવે હું ભેગા કરી શકતી નથી. ભેગા કરું તોય શું, એની નસોમાં ભરવા માટે એ ઉત્સાહ ક્યાંથી લાવું જેનાથી તે પોસાઈ રહ્યા હતા. એ પ્રથમ નિર્દોષ પરવાળાંઓ હવે બીજાં ત્રીજાં કે ચોથાં ના જ બની

શકે. ઓસરતા જીવનના રંગો કે ફાટેલાં કપડાંના તાણા-વાણા એક થઈ શકતા નથી, થાય તોય તેને પહેરાય કેવી રીતે? મળવાનું કારણ જો વીતી ગયેલા સમયનો પડછાયો જ હોય, તો હવે તો એ કારણ પણ રહેતું નથી. જે અજાણ્યું હતું, અને જે અજાણપણાના ઘેનમાં આપણે મળ્યાં હતાં તે આપણી આગળ પારદર્શક થઈને ઊભું રહી ગયું છે, હવે તેને આપણે છુપાવીએ તોય કેવી રીતે અને એ માટે જગ્યાય ક્યાં છે? આથી હવે હું તને મળી શકીશ નહીં. તું તારા ઘરને, તારી વસ્તુઓ જે તારી છે, તેને તારી પાસે રાખી શકે છે, એની મારે જરૂર નથી.

યોશુ, ખુરશી પરથી ઊભી થઈ અને તેણે ક્યારનીયે તેના પર બેસી ગયેલી યાદોને ધીમે રહીને ઉડાડી મૂકી અને યોશુ એ જ રીતે ચાલી ગઈ, જે રીતે તે ચાલ્યો ગયો હતો. ❑❑❑

## ગીતા ભરત નાયક



૬-૮-૧૯૪૪ – ૧૦-૪-૨૦૨૧

કેટલાક સર્જકોને ખૂણામાં બેસીને એકચિત્તે કામ કરવાનું ફાવે છે. એમને અને એમનાં કામને ભાવકો સુધી લઈ જવાનું યશ વગરનું ઉદાર કામ કેટલીક વિરલ વ્યક્તિ પોતાને માથે લઈ લે છે. સર્જન જેટલું જ આ સંપાદનનું કામ અગત્યનું છે. અન્યના સર્જનને હૃદયપૂર્વક પોંખવા માટે હૃદયની વિશાળતા જાત ઘસીને કેળવવી પડતી હોય છે. દરિયાની ભીતરમાંથી મોતી શોધી લાવવાનું આવું મરજીવા કાર્ય જેમણે લગભગ આખી જિંદગી કર્યું એવાં ગીતા ભરત નાયક હવે આપણી વચ્ચે નથી. આ દારિદ્ર્ય ફેડવું અઘરું કહેતાં અશક્ય છે. અધ્યાપન કાર્ય ઉપરાંત ‘સહૃદય’ (શ્રેષ્ઠ સર્જકોનું મંચન), ‘ગદ્યપર્વ’ (ઉત્તમ સર્જકોનું સંપાદન), ‘સાહચર્ય’ (લગભગ ત્રણ દશક ચાલેલી વાર્ષિક લેખન શિબિર) એમ આખું જીવન સાહિત્યને સમર્પિત રહ્યું. ‘ઈલેક્ટ્રિક ટ્રેઈન’ (નિબંધસંગ્રહ) અને ‘વહેતું તેજ’ (કાવ્યસંગ્રહ) એમનું અંગત પ્રદાન. બાહ્યાભ્યંતર સૂક્ષ્મ નિરીક્ષણો એમને સહજસાધ્ય હતાં. 'નવનીત સમર્પણ' એમને આવજો કહે છે.




# અણમાનીતો વિષય

☐ આનંદિતા રૈયાણી

**સ્કૂલ** વિષે આમ તો તમારા બધાની જેમ મારાં પણ ઘણાં બધાં સંસ્મરણો છે. ભણવામાં હોંશિયાર (આમાં બડાઈનો નહીં પણ ઈશ્વરની કૃપાનો ભાવ સમજવો) અને સ્વભાવે થોડાં ઓછાં એડ્‌વેન્ચરસ (ટૂંકમાં બોરિંગ!) હોવાથી અમે મોટેભાગે તો અપાયેલી સૂચનાઓનું કડકપણે પાલન કરતાં. ખબર નહીં ત્યારે પહેલી બેંચ પર બેસવાની શું મજા આવતી... આજે સમજાય છે કે પહેલી બેંચ પર બેસવાની લ્હાયમાં અમે શું શું ગુમાવ્યું છે! पर अब पछताए होत क्या जब चिडियाँ चूग गई खेत...! સાતમા ધોરણ સુધી મને એમ હતું કે મારો સૌથી અણમાનીતો વિષય ગણિત છે. માર્ક તો આવી જતા પણ એ શીખવા માટેનો ઉત્સાહ ક્યારેય આવ્યો નથી એ હકીકત છે. આઠમા ધોરણમાં મારી ગણિત વિષેની માન્યતાઓ બદલાઈ. જો તમે એવું માનતા હો કે મને કોઈ જોરદાર શિક્ષક મળ્યા અને સ્ટોરીમાં ટ્વિસ્ટ આવ્યો તો એવું બિલકુલ નથી. અમને એનાથી પણ ચડે એવો એક

નવો વિષય મળ્યો... સીવણ.

મને હજી પણ યાદ છે એ ગોઝારો દિવસ દર બુધવારે આવતો! ભરત ભરતી બહેનો અમે બાળપણમાં જોયેલી પણ એ લોકો આટલું વૈવિધ્યસભર કામ કરતાં હશે એવું તો કલ્પનામાંય ન હતું. અકસ્માતે અમારી જાતજાતના અને ભાતભાતના ટાંકા સાથે મુલાકાત થઈ! અમે પોલો ટાંકો, સાંકળી, સાદું ભરત, પારસી ટાંકો, કાશ્મીરી ટાંકો, પીંછાં ટાંકો, ગુલાબ બુટ્ટી, આમળો ટાંકો, સાદું ભરત, કરોળિયા ટાંકા અને બાવળિયા ટાંકા સાથે ભાઠે ભરાયાં! અમારા બાળમાનસ પર આ ટાંકાનાં નામ સાંભળીને કેટકેટલા સવાલો થતા! પોલો રમતનું નામ હોય એવી ખબર હતી પણ ભરતનો પણ એક પ્રકાર હોય એવી નહોતી ખબર. પારસી ટાંકો અને કાશ્મીરી ટાંકો સાંભળ્યું ત્યારે મનમાં થયું કે આમ બધાં પોતપોતાના નોખા ટાંકા કરે તો થોડું ચાલે! આપણે કેટલુંક શીખવું! ગુલાબનું ફૂલ હોય, આમળો ખાવાનો હોય, બાવળનું ઝાડ હોય અને કરોળિયાનું જાળું હોય એટલી જ ખબર હતી. ત્યાં તો નવી જાણકારી ઉમેરાઈ કે આના નામેરી ટાંકાય હોય! આછા કલરના નાનકડા રૂમાલ પર છાપણી ખરેખર ખૂબ સરસ લાગતી હતી. આ જોઈને ખરેખર તો ખુશ થવું જોઈએ પણ આ બધું જાતે કરવાનું છે એ જાણીને અમારા મોતિયા મરી ગયા હતા! અમે હોસ્ટેલમાં હતાં એટલે મમ્મી પાસે કરાવવાનો કોઈ સ્કોપ હતો નહીં એટલે 'યા હોમ કરીને પડવાનું જ હતું!'

જે કરવાનું હોય એ બેન (અમારી સ્કૂલમાં અમે અમારાં શિક્ષિકાને બેન જ કહેતાં) દેખાડતાંય ખરાં. બેનની ખુરશીની ફરતે બધાં ઘેરો વળીને ઊભાં રહેતાં. મને તો 'મોતના કૂવા' જેવી જ લાગણીઓ થતી! બેનની નજીક જવાની હિંમત જ ન ચાલતી. બેન બંગડી જેવડી નાનકડી - નાજુકડી રિંગ બહુ સરસ રીતે રૂમાલમાં ફીટ કરતાં અને પછી ધડાધડ આમથી તેમ સોય ફેરવતાં. આપણે આશ્ચર્ય અને અચંબામાંથી બહાર આવીએ એ પહેલાં તો ટાંકાનું ડેમોન્સ્ટ્રેશન પૂરું થઈ જાતું! પછી વારો આવતો અમારો.

મહામહેનતે મારાથી ચારવળો દોરો પોરવાતો! આંખો નબળી તો ન હતી પણ દોરો પોરવવામાં પ્રયત્નપૂર્વક વધારે જ સમય જતો, મજા આવતી! ટાઈમ પાસ યુ નો! પોરવાયા પછી ખરી કવાયત ચાલુ થતી... આજુબાજુમાં ડાફોળિયાં મારતાં મારતાં માંડ આવડતું! બેન અને એમનું ડેમોન્સ્ટ્રેશન જોઈને તરત જ શીખી ગયેલી સહાધ્યાયીઓ એ સમયે અમને જાદુગરથી કમ ન લાગતાં! મહામહેનતે આપણને જે માંડ આવડ્યું હોય એ બીજા પિરિયડે પાછું જૂનું થઈ જતું! અને દર વખતે કંઈક નવું આવતું એટલે લાગી આવતું! સીવણમાં

એક્સપર્ટ લોકો સાથે દોસ્તીય કરી... થયું કે 'વાન ન આવે તો કંઈ નહીં પણ સાન તો આવશે!' અમને મળેલા મિત્રો મિત્રતાની દૃષ્ટિએ મહાન હતા પણ નબળા શિક્ષકો પૂરવાર થતા! એ લોકોનું એક જ બ્રહ્મવાક્ય હતું કે "તું રહેવા દે... હું કરી દઈશ." અમને ખબર પડી જતી કે અમને શિખવાડવા કરતાં એને કરવામાં ઓછી મહેનત પડે એમ છે પણ અમે અમારી શીખવાની ધગશ મૂકતાં નહીં અને મિત્રોની મુશ્કેલી વધારતાં! જોકે અમને એ માટે ક્યારેય ગુનાહીત લાગણીઓ થઈ નથી! કેમકે અમે સાંભળેલું કે 'નિશાનચૂક માફ, નહીં માફ નીચું નિશાન.'

આ બધું કરતાં કરતાં અમે ત્રાંસી નજરે બેન સામે જોઈ લેતાં અને અમને હંમેશાં એવું લાગતું કે આટલા બધામાં બેનને થોડી ખબર પડે! આવી સ્વયંસ્ફુરણા આશાનાં કિરણ સમાન લાગતી. ભગવાન બુદ્ધને જીવનનું સત્ય જેમ બોધિવૃક્ષ નીચે સમજાયું હતું એમ જીવનનું સત્ય અમને સીવણના પિરિયડમાં સમજાયું હતું કે...

'નિરાશાનાં વહેણમાં સંભાવના બસ
હલેસાં સમાન છે.
દિશા ભલેને ના દેખાડે... પણ ડૂબવા
તો નહીં જ દે.'

ફરક માત્ર એટલો હતો કે બુદ્ધને નિર્વાણ તરફ આગળ વધવાનું હતું અને અમારે આવડે એવાં નિર્માણ તરફ! સીવણના પિરિયડમાં મને હંમેશાં ઘડિયાળના કાંટા તરફ શંકા થતી! वक़्त वहीं कहीं ठहरा है એવું ફિલ્મોમાં ક્યાંક હીરો-હીરોઇનનાં મોઢે સાંભળ્યું હતું પણ અહીં મને એ વાક્ય સંપૂર્ણપણે સાર્થક થતું હોય એવું લાગતું! પિરિયડ પૂરો થયે જે ઘંટનાદ થતો એ સાંભળીને જે હાશકારો થતો એ વર્ણવવા માટે ખરેખર શબ્દો ઓછા પડે એવું છે!

બીજા બધા વિષયોનું ગૃહકાર્ય (હોમવર્ક) આત્મનિર્ભર બનીને થઈ જતું પણ સીવણનું ગૃહકાર્ય કરવામાં અમારે હંમેશાં સિનિયર મિત્રોની મદદ લેવી પડતી. આવા માર્ગદર્શક મંડળ હેઠળ અમારું ગાડું ગબડતું હતું. માંડ મથતાં મથતાં આવડ્યું. અમને લાગ્યું કે અમે શિખરો સર કરી લીધાં ત્યાં તો બેને અંકોડી અને ઊનનું કામ બતાવ્યું. ચોપડામાં ચોંટાડેલાં નાનકડાં મોજાં અને લેસ જોઈને ખબર નહીં કેમ પણ ઉદાસ થઈ જવાયું હતું. આટલું ઓછું હોય તેમ દિવાળીના વેકેશનમાં તોરણ બનાવવાનું કામ પણ મળ્યું.

અંકોડીની લેસ કોને ગમતી હશે? આટલાં નાનાં મોજાં આપણે શું કામ બનાવવાં જોઈએ? આ બધું કોણે પહેલીવાર બનાવ્યું હશે? આવું કરીને શું મજા આવતી હશે? કોઈને જોઈએ તો શું આ બધું બજારમાં નહીં મળતું હોય? આવા વિચારોમાં અમે ઘેરાયેલાં રહેતાં! સાચું કહું તો વેકેશનની મજા

મરી ગઈ હતી. એક તરફ મન હતું જે પતંગિયાં, ફૂલ, ઝાડ અને રમતો વિષે વિચારતું અને મગજ સીવણનો ચોપડો કેમ કરીને પૂરો થશે એની ચિંતામાં ગૂંચવાયેલું રહેતું.

ગમગીન વેકેશનની એક સલૂણી સંધ્યાએ અમે નિરાશ વદને સીવણનાં ગૃહકાર્યની વાત છેડી! અમારે અમારું બ્રહ્માસ્ત્ર 'રુદન' નહોતું જ છોડવું પણ લાગણીઓ અમારા કાબૂમાં ન હતી! અમે સાચેસાચ 'ખોબો ભરાય' એટલું રડ્યાં! આ અણધારી ઘટનાના ઘરમાં જોઈએ એવા ઘેરા પ્રતિભાવ ન પડ્યા! મમ્મીએ બહુ પ્રેમથી આંસુ લૂછ્યાં અને બાથમાં લીધી અને કહ્યું કે, "લ્યો એમાં શું મોટી વાત છે? એ બધું તને અઠવાડિયામાં શિખવાડી દઉં તો?" મારી છોટીસી આશા જમીનદોસ્ત થઈ ગઈ! મને તો લાગ્યું હતું કે એ બધું મમ્મી કરી દેશે... ફરીથી રડવાનું મન થયું!

'એક માતા સો શિક્ષક સમાન' એ સુવાક્ય તો બહુ મોડું વાંચ્યું હતું, એ પહેલાં અનુભવ્યું હતું. એ મને અઠવાડિયામાં શિખવાડી દેશે એ વાત પર લગીરેય શંકા ન હતી કેમ કે એણે મને એકથી દસ લખતાં એક જ દિવસમાં શિખવાડ્યું હતું. ખબર નહીં મમ્મીને શિખવાડવાની શું ઉતાવળ હશે!

પછીથી મારી સીવણની શિક્ષા શરૂ થઈ. શસ્ત્ર, સરંજામ ગોઠવાઈ ગયાં હતાં. મેં પર્યાપ્ત ઠાગાઠૈયાં તો કર્યાં જ પણ આખરે મારી કોઈ 'કારી ન ફાવી!' મને અચાનક જ એકલવ્ય બનવાનું ભૂત ચડ્યું હતું... શીખવા માટે નહીં પણ અંગૂઠો આપી દેવા માટે! મમ્મીએ મારાં બધાં ભૂત ઉતારી નાખ્યાં. અને આખરે મને એ બધું આવડી ગયું. વેકેશન પૂરું થતાં અમે અમારી સ્કૂલે પાછાં ફર્યાં. હવે અમને ઉત્સાહ હતો કે અમને લગભગ બધું જ આવડે છે. અમે સીવણના પિરિયડમાં બધાંને 'દેખાડી દેવા' તત્પર હતાં પણ બેને જૂનું તો કંઈ પૂછ્યું જ નહીં અને કહ્યું, "હવે આપણે મશીનમાં સિલાઈ શીખશું, પછી તમારે યુનિફોર્મનું સ્કર્ટ બનાવવાનું રહેશે." કાપો તો લોહી ના નીકળે એવી અમારી હાલત હતી! આવી કંઈ હું એકલી જ ન હતી, થોડાં સમદુ:ખીયાં મિત્રોય હતાં! સંસ્કૃતનો એક શ્લોક क्षते प्रहारा निपतन्त्यभीक्ष्णम् અર્થાત ઘા ઉપર વારંવાર ઘા થાય છે... એ જાણે અમારા માટે જ ના લખાયો હોય એવું લાગ્યું હતું! એક વિચાર એ પણ આવ્યો કે આ લોકોને બિચારા દરજીથી શું દુશ્મની હશે! મને થયું કે બધું જ આપણને આવડી જાય તો બિચારા દરજીનું શું થશે!

પછીથી થોડો સમય બેન અંગત કારણોસર શાળાએ ન આવતાં સીવણના પિરિયડમાં અમે ખુશીનો

સાક્ષાત્કાર પણ કર્યો. જોકે અમારી આ ખુશી ઝાઝી ટકી નહીં અને બેન પાછાં આવ્યાં. મિત્રો સોયમાં દોરો પોરવી દે એટલે પગ ચલાવી લેતી! આમ કરીને જેવી તેવી સિલાઈ આવડી.

વાર્ષિક પરીક્ષામાં સૌથી વધારે બીક સીવણના પ્રેક્ટિકલમાં લાગી હતી! બેનની પારખી નજરે અમારી અણઆવડત ચડી ગઈ હતી! બેને પરીક્ષામાં અમે શીખ્યાં એમાંથી કંઈ જ ન પૂછ્યું! બેને બધાંને રૂમાલ ઓટવાનું કામ આપ્યું અને મને સૌથી આગળ બેસાડીને કહ્યું, "તારા સીવણ પ્રત્યેના અણગમાને જાણું છું... તું ખાલી મશીનમાં સાચી રીતે દોરો પોરવી દે એટલે પૂરા માર્ક્સ...! "કેમ કહેવું કે એ સિવાયનું બીજું બધું આવડે છે... શાયર વાલી આસીની જગજીતસિંહનાં મખમલી અવાજે ગવાયેલી પેલી યાદગાર ગઝલનો શેર યાદ આવી ગયો...

यूँ ही घुट घुट के मर जाना हमें मंज़ूर था लेकिन
किसी कमज़र्फ़ पर ज़ाहिर ना की मजबूरियाँ हमने

અભિમન્યુને મહાભારતના યુદ્ધમાં ચક્રવ્યૂહમાં સાત કોઠા વીંધવામાં જે અનુભૂતિ થઈ હશે એવી જ લાગણીઓ અમે અનુભવી હતી. અત્યાર સુધી અમે કટકે કટકે શીખતાં શીખતાં પ્રગતિના પંથે વધ્યાં હતાં પણ ત્યારે (પરીક્ષા સમયે) ગમે ત્યારે બાજી પલટી જાય એવી સંભાવના આવી ગઈ હતી! અભિમન્યુની વાર્તા ખબર હતી એટલે અમનેય પરીક્ષાનાં પરિણામનો અંદેશો તો આવી ગયો હતો!

हतो वा प्राप्यसि स्वर्गम्, जित्वा वा भोक्ष्यसे महिम्।
तस्मात् उत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः॥

ઉપરોક્ત શ્લોક ભગવાન શ્રી કૃષ્ણએ અર્જુનને કહ્યો હતો કે, "જો તું યુદ્ધમાં વીરગતિને પ્રાપ્ત કરીશ તો તને સ્વર્ગ મળશે અને વિજયી થઈશ તો ધરતીનું સુખ મળશે... માટે હે કૌન્તેય, ઊઠ અને નિશ્ચય કરી યુદ્ધ કર." એમાંથી અમે સગવડીયો અર્થ કાઢી લીધો હતો! અમે અધૂરી તૈયારીએ પરીક્ષા પૂરી કરવા તત્પર હતાં! આવડી ગયું તો બેનની નજરમાં (વગર શીખ્યે!) હોંશિયાર ગણાશું.

(આવી શક્યતા ઓછી હતી!) બાકી વીરગતિ તો હતી જ! અને એ જ થયું જે ખરેખર થવું જોઈએ... પાંચ સોય તોડી પણ સાચી રીતે દોરો ન પોરવાયો તે ન જ પોરવાયો! બેને વીરગતિને સ્થાને કૃપાદૃષ્ટિ કરીને અમને માર્ક્સ આપ્યા ત્યારે અમને નવજીવન મળ્યા સમો આનંદ થયો હતો! એક સવાલ મને હંમેશાં થતો રહ્યો કે

"આપણને ન આવડે એવું જ પરીક્ષામાં પૂછવાનું શિક્ષકોને કેવી રીતે સૂઝતું હશે...?"

❑❑❑



# રાષ્ટ્રીય સ્તરના બંસરીવાદકઃ શિવકુમાર પુંજાણી

☐ હસમુખ અબોટી 'ચંદન'

**વા**ત છે છેક ઈ. સ. 1932ની કરાચીની. સંગીત રસિયા થાવરદાસ હંસરાજ રૂપારેલના મકાનમાં એક સંગીત વિદ્યાલય ચાલે, તેનું નામ 'કલ્યાણ સરસ્વતી સંગીત વિદ્યાલય.' ભારતવર્ષના ખ્યાત સંગીતકાર અને ગ્વાલિયર ઘરાનાના સ્વ. શ્રી પં. બાવાજી કલ્યાણભારતીના શિષ્ય પંડિત રામચંદ્ર ત્રિવેદી આ વિદ્યાલયના સંચાલક. અહીં અનેક બાળકો સંગીત શીખવા આવે. ગુરુ રામચંદ્ર ત્રિવેદી બાળકોને સ્વર સાધના કરાવતા, તેમાં એક સાત વર્ષનો છોકરો ઉદાસ બની બેઠો હતો. ગુરુજીનું ધ્યાન ગયું- 'કેમ બેટા, આજે તારું ધ્યાન સંગીતમાં નથી?' તોય છોકરો નિરુત્તર. સંગીતનું ધાવણ જેની નસેનસમાં વ્યાપેલું હોય તે વ્યક્તિનાં સંગીત પ્રત્યેનાં લગન, અનુરાગ અને ખંત વિશે ગુરુજી ક્યાંથી અજાણ હોય? તેની ઉદાસીનતાનું એકમાત્ર કારણ હતું- આર્થિક પરિસ્થિતિ!

સંગીત શીખવા વાસ્તે આપવી પડતી ફી આપી શક્તો ન હતો. ગુરુજી તેનું રહસ્ય પામી ગયા. બાળકોને રજા આપતી વેળાએ આ બાળકને કહ્યું, 'બેટા તારે ફી આપવાની નથી હોં? વિદ્યાલયમાં નિયમિત આવીશને?' તેણે માથું ધુણાવતાં હા પાડી. બાળકના ચહેરા પર આનંદ ફરી વળ્યો. વિદ્યાલયની ખાસિયત એ હતી કે વિદ્યાર્થીઓ પાસેથી ફી લેવાતી પરંતુ ઉઘરાવાતી નહીં. આપોઆપ વિદ્યાર્થીઓ આપી જતા. ભવિષ્યમાં આ બાળક હોનહાર થશે એવું તેની સાધના બતાવી રહી હતી. એ બાળક એટલે રાષ્ટ્રીય સ્તરના બંસરીવાદકોમાંના એક શિવકુમાર પુંજાણી. તેમનો જન્મ ઈ. સ. 1925ની ત્રીજી નવેમ્બરે કરાચીમાં થયો હતો. જ્ઞાતિએ રઘુવંશીય લોહાણા. મૂળે કચ્છના ગઢશીશા ગામના વતની, પણ રોજગારી અહીં સુધી ખેંચી લાવી. બીજાં ભાંડુઓના સથવારે કરાચીમાં સ્થાયી થયેલા.

પિતા પ્રાગજીભાઈએ શિવકુમારને 'શારદા મંદિર'માં ભણવા બેસાડ્યો. (શારદા મંદિર જે હવે 'શારદાગ્રામ' તરીકે ઓળખાય છે અને તેને કરાચીમાંથી માંગરોળમાં ફેરવવામાં આવ્યું.) 'શારદામંદિર'માં શ્રી જગજીવન માવદિયા સંગીત તથા ચિત્રકલાના ગુરુ. શિવકુમારનાં ચિત્રો અને સંગીતથી ગુરુ પ્રભાવિત થયા. તેની શક્તિને ઓળખી કાઢી. ચિત્ર અને સંગીતનો વારસો પિતરાઈ ભાઈ કુંવરજીભાઈ પાસેથી મળ્યો. 'શારદામંદિર'માં દર શનિવારે એક કલાક પ્રાર્થનાસંમેલનમાં દેવવાણી, સંગીત, વેદની ઋચાઓ, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદનાં સુભાષિતો, મીરાં, નરસિંહ, તુલસી અને કબીરનાં ભજનો ઉપરાંત 'રવીન્દ્ર સંગીત' પણ ગવાય. શાળાકક્ષાએ ગાવાનું શરૂ કર્યું, દરરોજ ગાય પરંતુ કંઠ એટલો સુમધુર નથી એવો અહેસાસ ખુદને થયેલો. અલબત્ત સંગીતનો હજુ પ્રારંભકાળ જ હતો. જ્યેષ્ઠબંધુ કુંવરજીભાઈ કરાચીમાં 'અન્નપૂર્ણા હિન્દુ હોટેલ-લોજ' ચલાવતા. તેમને સંગીતનો જબરો શોખ. તેઓ ગંગારામ માસ્તર પાસેથી પાવો વગાડવાની શિક્ષા લઈ રહ્યા હતા. તાલીમ વખતે શિવકુમાર હાજર હોય. પાવો વાગતો હોય ત્યારે ધ્યાનમગ્ન બની સાંભળે. શિવકુમારને વાદ્યો સાથે હજુ કામ પડ્યું ન હતું. કુંવરજીભાઈને જોઈ, દેખાદેખીમાં એક નકબી બનાવેલી તે કોઈ દેખે નહીં તેમ વગાડે, પણ સૂર-તાલનું ઠેકાણું નહીં. અને પાવો લઈ પણ કોણ આપે? ફરી પાછી આર્થિક પરિસ્થિતિ જવાબદાર ઠરે! કુંવરજીભાઈની ગેરહાજરીમાં એક વખત પાવો લઈ ઘર બહાર નીકળી ગયા. ભાઈના ચોરેલા પાવા પર પહેલી ફૂંક મારી. ફૂંક બરોબરની જામી ગઈ. એટલા હદ સુધી કે કોઈને પૂછવા પણ રહ્યું નહીં. બંસી વગાડવાની ખાંખત




**ભારતીય વિદ્યાભવનમાં ભજનસંધ્યા નિમિત્તે શ્રી પુરુષોત્તમ ઉપાધ્યાય, શિષ્યા મીરાં શાહ, શિવકુમાર, ભવનના એક્ઝિક્યુટીવ સેક્રેટરી એસ. સુબ્રમણ્યમ અને છેલ્લે મોરારજી દેસાઈ**

જાગી, ઇચ્છા વધી. અને સતત એક જ ધૂન રહેતી બંસી વગાડવાની. પછી કંઈ મહેનત-સાધના એમ જંપે ખરી?

'કલ્યાણભારતી સરસ્વતી સંગીત વિદ્યાલય'માં વિષય પસંદ કરી લીધો. પંદર વર્ષની ઉંમરે બંસરીની વ્યવસ્થિત શિક્ષા લેવાનું શરૂ કરી દીધું. જે કંઈ શીખવું હતું તે હિન્દુસ્તાની સંગીતમાં, શાસ્ત્રીય સંગીતમાં જ. શાસ્ત્રીય સંગીતમાં બધી ફિરતમાં આડી બંસરીનું જ મહત્ત્વ એટલે આડી બંસરી વગાડવા લાગ્યા. જ્યાંથી શીખવાનું મળે ત્યાંથી મેળવીને જ જંપે. ઈ. સ. 1940-41 સુધી વિદ્યાલયમાં સંગીત શીખી રહ્યા હતા ત્યાં જ...?

હા, સંગીતવિદ્યામાં ખલેલ પડી. બીજું વિશ્વયુદ્ધ છંછેડાયું. સઘળા પરિવારને કરાચી છોડવાની ફરજ પડી. કરાચી છોડી નલિયા રહેવા આવ્યા. નલિયામાં સંગીતનું વાતાવરણ હતું જ. અહીં હીરજી કાનજી પીર (જૈન) જેઓ 'ભોલાપીર'ના નામથી ઓળખાતા. તેમની સાથે પરિચય થયો. ભોલાપીરનું સંગીત સાંભળતા અને શીખતા. નલિયામાં નાટકો ખૂબ સારાં ભજવાતાં. દેશી નાટકોના ગાયનની તરજો બનાવી બુલબુલતરંગ પર વગાડતા. ઘરમાં બુલબુલતરંગ વાગે પાવો નહીં, તેનું કારણ એવું હતું કે લોકોમાં એક પ્રકારની કિવદંતી આરૂઢ બની ચૂકેલી કે અગર પાવો ગામમાં વગાડવામાં આવે તો દુષ્કાળ પડે! મતલબ, લોકલાજ-ડરના માર્યા પાવો વગાડી શકતા નહીં. (આ પ્રથા જૂનવાણી લોકોમાં આજે પણ પ્રવર્તે છે.) તો પછી સાધક જાય ક્યાં? ઉપાય શોધતા શિવકુમારભાઈને જડી ગયો. પાવો લઈ દરરોજ ઊપડી જાય. ગામના વથાણચોકમાં. અહીં કશેય રોક-ટોક નહીં. ખાસ્સાં બે વર્ષ ગામનું પાદર તેમના વાસતે સાધનાપથ બની રહ્યું. શીર્ણ થયેલો પાવો વગાડતાં વગાડતાં તૂટી પડેલો. લાલજી મિસ્ત્રી કરીને એક કારીગરે નવો પાવો બનાવી આપ્યો. બે વર્ષ દરમિયાન અહીંના લોકસંગીતનો

પરિચય થયો. પંથકમાં ગવાતી કાફી બહુ જ પસંદ પડી. કાફીમાં રુચિ લઈ તેની બધી જ જાણકારી મેળવી.

બીજા વિશ્વયુદ્ધનાં કંપનો શમ્યાં કે શિવકુમારભાઈ પહોંચ્યા પાછા કરાચી. કરાચીમાં એ જ 'કલ્યાણભારતી સંગીત વિદ્યાલય' અને એજ ગુરુજી પાસે અધૂરો છોડેલો વિદ્યાભ્યાસ પાછો શરૂ કર્યો. વિદ્યાવાંચ્છુને કુદરત પણ સાથ આપતી હોય છે. યુદ્ધના સિપાઈઓ જે ખાસ કરીને બંગાળી હતા તેઓ હજુ અહીં જ રહ્યા હતા. તેમની લોકો પર દેખરેખ, ચહલ-પહલ ચાલુ હતી. કેટલાક સિપાઈઓ હાર્મોનિયમ તથા ગાયન શીખવા આવતા. આ સિપાઈઓ જે બંગાળી ગીતો ગાતા તે ગીતો શિવકુમારભાઈને ખપ લાગ્યાં. ગીતોના ઢાળ-લય સમજી 'રવીન્દ્ર સંગીત'ની નજીક આવવાની કોશિશ કરી. કેટલાંક પુસ્તકો અને બંગાળી સંગીતકારોના સંપર્ક થકી 'રવીન્દ્ર સંગીત'નાં ગીતોનું નોટેશન શીખી પોતાના સંગીતમાં ઉપયોગ કરવા લાગ્યા. આ ધારદાર સંગીતથી શ્રોતાઓ મુગ્ધ બનવા લાગ્યા. સમય જતાં બંગાળી ગીતો પર તેમણે 'માસ્ટરી' મેળવી લીધી.

(૧)

ગ્રહણ કરેલી વિદ્યા ગમે ત્યારે કામ લાગે એવું માનતા હોઈએ છીએ. એ ન્યાયે શિવભાઈના અન્ય એક કચ્છી મિત્ર પં. વિનાયક વોરા જેઓ તાર શહેનાઈના સારા વાદ્યકાર. આ બંને મિત્રોને શાંતિદેવ ઘોષના 'ચિત્રાંગદા'માં આ બંગાળી સંગીત કામ લાગ્યું. તેઓએ જે કંઈ અનુભવ્યું, શીખ્યું તે સંગીતમાં વાપર્યું. આમ તો તેમની પાસે કોઈ સંગીતની ડિગ્રી ન હતી, પરંતુ થિયરી-પ્રેક્ટિકલ જ્ઞાનના એટલા માહેર કે કોઈ સારો સંગીતકાર આવું માનવા તૈયાર ન થાય.

આર્થિક વિડંબના ભારે ભૂંડી! આ કારણોસર પાંચમું અંગ્રેજી પૂરું કરી અભ્યાસ છોડવો પડ્યો. રોજગારીની તલાશ કરવા અહીં-તહીં દોડવા માંડ્યા. નોકરી મળી તે મહેનત-મજૂરીની, સખત મહેનત કરવાની. રોજગાર સાથે કલા-સાધના અવિરત ચાલુ રહી. પરોઢે ચાર વાગ્યે ઊઠી વિદ્યાલયમાં છ વાગ્યા સુધી ગુરુજીના સાંનિધ્યમાં સાધના કરતા રહેવું, એ પછી ઘેર આવી નોકરીએ જવું, આમ આખા દિવસની નોકરીનો થાક લઈ ઘેર આવે. સાંજે પાછા વિદ્યાલયમાં મોડી રાત સુધી ગુરુજી પાસે રહી ગુરુવાણી સાંભળી, પુસ્તકો વાંચવાનાં અને ગુરુજીના મુખે સંગીત વિશેની માહિતીનું શ્રવણ કરવું આ તેમનો નિત્યક્રમ બન્યો.

શરૂઆતમાં કહેવાઈ ગયું તેમ થાવરદાસ પોતે સંગીતના જાણકાર. ઘેર દર શનિવારે સંગીતની મહેફિલ જામે. અહીં સારા-સારા સંગીતકારો આવે. આપણા શિવભાઈ વગાડે-ગાય. ગુરુજીની અમીટ કૃપાદૃષ્ટિના લીધે જે જ્ઞાન વર્ષો પછી મેળવી શકાય તેટલું જ્ઞાન થોડા

સમયમાં મેળવી શક્યા.

કરાચીમાં રહી પંજાબ, સિંધ, ઉત્તરપ્રદેશ વગેરેના લોકસંગીતની મજા માણી. તેની ખૂબીઓનો બારીકાઈથી અભ્યાસ કર્યો. તે વખતના નામી-અનામી સંગીતકારોના પરિચયમાં આવવાનો મોકો મળ્યો. આટલો પથ કાપ્યો ત્યાં દેશના ભાગલા પડ્યા. કરાચી છોડી કચ્છ વસ્યા. પેટનો ખાડો પુરાય તેવો ને તેટલો વ્યવસાય નહીં એટલે જામનગર ગયા. અહીં જીવનની અતિ મહત્ત્વની ઘટના ઘટી.

ઈ. સ. 1948માં મહાત્મા ગાંધીજીના ભત્રીજા પુરુષોત્તમ ગાંધીની દેખરેખ હેઠળ રાજકોટમાં સૌરાષ્ટ્ર સંગીત પરિષદ ભરાઈ. આ કાર્યક્રમમાં ખ્યાતનામ સંગીત મહારથીઓ પધારેલા. જેમાં શિવકુમાર શુક્લ, યશવંત પુરોહિત, વસંત માસ્ટર અને સંગીત માર્તંડ પંડિત ઓમકારનાથ ઠાકુરની હાજરી ધ્યાનાકર્ષક બની હતી.

આ મહારથીઓની વચ્ચે ત્રેવીસ વર્ષીય એક લવરમૂછિયા સંગીતકારને પાંચ મિનિટ આપવામાં આવી. કેટલાંય વર્ષોની સાધનાને સાફલ્ય ટાણામાં ફેરવવી હતી. દિલમાં ધરબાયેલી એષણાને બહાર પ્રસ્તુત કરવી હતી. બંસીને હોઠ પર લગાડી સ્વરાવલિઓને વહેતી મૂકી. સંગીતમાં પાંચ મિનિટ કેટલી ટકે? સમયાવધિ પૂર્ણ થતાં બંસી હોઠ પરથી ખસે ત્યાં જ પંડિત ઓમકનારનાથ ઠાકુરે આયોજકોને બંસીવાદન ચાલુ રાખવાની વિનંતી કરી. ફરી બાંસુરી યુવાનના અધર પર સવાર થઈ ને કેટ-કેટલાય શ્રોતાઓ ઉપર જાદુ પાથરવાનું શરૂ થયું. શ્રોતાઓ પાંત્રીસ મિનિટ સુધી ડોલતા રહ્યા! આ યુવાન તે શિવકુમાર પુંજાણી. તાળીઓના ગડગડાટ વચ્ચે ઓમકારનાથજીને જ્યારે શિવકુમારે હૈયે ઉન્માદ લઈ ચમકતી આંખોએ પ્રણામ કર્યા ત્યારે પંડિતજીએ આશીર્વાદ આપી ધન્યતા બક્ષી.

આ અરસામાં ગુરુ પંડિત રામચંદ્ર ત્રિવેદી કરાચી છોડી મુંબઈ સ્થાયી થયા. પંડિતજીએ તેમને પત્ર લખી અહીં સ્થિર થવા આગ્રહ કર્યો. ઈ. સ. 1949માં જામનગરને અલવિદા કરી મુંબઈને કર્મભૂમિ બનાવી. વ્યવસાય અપનાવ્યો- 'મોલ્ડર કાસ્ટિંગનો.' કરાચી હતા ત્યાં સુધી વ્યવસાય અને સંગીત બંને ભિન્ન હતાં. પરંતુ વ્યવસાયની સાથે સંગીત સાંગોપાંગ સફળ રહેલું. મુંબઈ આવ્યા બાદ સંગીતનો જે શોખ રહ્યો હતો તે જ અહીં વ્યવસાય બની ગયો. અવિરત સંગીત સાધના પાછળ સમગ્ર જીવન સમર્પિત બની ચૂક્યું હતું.

મુંબઈમાં સૌ પહેલાં વી. શાંતારામના 'રાજકમલ' સ્ટુડિયોમાં બંસરીવાદક તરીકે નોકરી લઈ સંગીતના વ્યવસાયનો વિધિવત્ પ્રારંભ કર્યો. આ વખતે મરાઠી ફિલ્મ 'અમરભોપાલી' બની રહી હતી. ફિલ્મમાં મુખ્ય ભૂમિકા સંધ્યાને સોંપવામાં આવી હતી. જ્યારે ફિલ્મનું સુમધુર સંગીત સ્વ. શ્રી વસંત દેસાઈએ આપ્યું

હતું. આ સંગીતમાં શિવભાઈએ બંસીના સૂરો દ્વારા લોકોનાં મન મોહી લીધાં હતાં.

ફિલ્મી દુનિયામાં તેમનો પ્રવેશ જ એક વિરલ ઘટના હતી. ઘણુંખરું જીવન કરાચીમાં વિતાવેલું, સિંધી લોકગીતો કંઠસ્થ હતાં અને પોતે કચ્છી હોવાના નાતે કચ્છી લોકગીતો પણ કંઠસ્થ. વસંત દેસાઈએ શિવકુમારને સિંધી ધૂનો ગાઈ સંભળાવવા સૂચવ્યું અને તેમણે બખૂબી ગાઈ સંભળાવી. વસંત દેસાઈ આ ધૂનો સાંભળી અતિપ્રસન્ન બન્યા. વી. શાંતારામનું એક બીજું ચલચિત્ર 'પરછાંઈ' બની રહ્યું હતું. ફિલ્મનું સંગીત નિર્દેશન સી. રામચંદ્રને સોંપાયું હતું. ફિલ્મમાં શિવકુમારે બંસીનું હીર દેખાડ્યું, સંગીતના કારણે ફિલ્મ ચાલી પણ ઘણી. હવે તેમની સામે કોઈ પડકારો નહોતા. આમ તેમને 'રાજકમલ કલામંદિર'ના સંગીતકારોના કાયમી સભ્ય બનાવી દીધા.

સિનેમા ઉપરાંત સંગીત સંમેલનોમાં જતા. એ પછી તેમના 'સોલો' કાર્યક્રમો પણ વ્યાપક પ્રમાણમાં પ્રચલિત બન્યા. અમદાવાદમાં રવીન્દ્ર સંગીતના કાર્યક્રમમાં અનિલ વિશ્વાસ એવમ્ અજિત શેઠ સાથે જવાનું થયેલું; ત્યાં દેવદત્ત વિશ્વાસ, દેવદત્ત ચૌધરી અને તરુણ બંદોપાધ્યાય સાથે વેણુના સથવારે આ સંગીત માંધાતાઓને પ્રસન્ન કરી દીધેલા.

મુંબઈમાં ભરાયેલ 'હરિદાસ સંગીત સંમેલન'માં બંસરીવાદને હજારો શ્રોતાઓ પર કામણ કર્યું અને વાહ... વાહ...ના શાબ્દિક પુષ્પોથી સન્માનિત થયેલા.

'રાજકમલ કલામંદિર'ના સંગીત વિભાગમાં બે વર્ષ નોકરી કરીને ફ્રી-લાન્સર બની ગયા. થોડાંક વર્ષો સુધી છૂટક કામ કર્યું અને પછી ઈ. સ. 1955માં મુંબઈ આકાશવાણીમાં જોડાયા. મુંબઈ વિવિધભારતી પર અનેકવાર તેમનું બંસીવાદન પ્રસારિત થતું ત્યારે આકાશવાણી પર આવતા અગણિત પત્રો દ્વારા અભિનંદન મળતા.

મુંબઈની પ્રસિદ્ધ સંસ્થા સૂર-સિંગાર સંસદ સાથે પણ ઘનિષ્ઠ સંબંધ રહ્યો. ખ્યાત નૃત્યુગુરુ યોગેન દેસાઈ અને આશા પારેખની નૃત્યમંડળી સાથે ઈ. સ. 1972માં પશ્ચિમ જર્મની, હોલેન્ડ, મલેશિયા, પેરિસ, લંડન, આફ્રિકી દેશો, સિંગાપુર, અમેરિકા, વેસ્ટ ઇન્ડિઝ, સિડની અને કેનેડા જેવા દેશોનો પ્રવાસ ખેડ્યો હતો. અને હા, યાદ આવ્યું: આશા પારેખની પેલી વિખ્યાત નૃત્યનાટિકાઓ– ચૌલાદેવી, અનારકલી અને ઇમેજ ઓફ ઇન્ડિયા આ બધી જ નૃત્યનાટિકાઓ ઉપરોક્ત દેશોમાં ભજવાયેલી ત્યારે બંસીના સ્વરોએ વિદેશી પ્રજા પર ભારતીય સંગીતની રંગોળી પૂરી હતી.

ઈ. સ. 1987માં કુમુદિની લાખિયા તથા અતુલ દેસાઈ સાથે પ્રતિનિધિ તરીકે સ્વીડન જવાનો અવસર મળ્યો. ત્યાં એક સ્વિડિશ સંગીતકાર પાસેથી એક ગીતની તર્જ લખાવી લીધી. બીજા

દિવસે એજ તર્જ બંસી પર રેલાવી ત્યારે એટલી સચોટ વાગી કે સાંભળનારાઓ વિસ્મયમાં પડી ગયા! એક ભારતીય વ્યક્તિએ શિવકુમારને પૂછેલુંઃ 'શું તમે સ્વિડિશ ભાષા જાણો છો?'

ગુજરાતી ગીતોનું સુગમ સંગીત પણ બનાવ્યું. આ ગીતોને ભૂપેન્દ્ર, સુરેશ વાડેકર અને કૌમુદી મુનશી જેવા ગાયકોએ ગાયાં. આકાશવાણીની નોકરી દરમિયાન ગુજરાતી સંગીતકાર નીનુ મજમુદાર અને હિન્દી-મરાઠી સંગીતકાર કેશવલાલ ભોળે સાથે સંગત કરવાનો મોકો મળ્યો. હવે તેમની પ્રતિભા રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય કક્ષા સુધી વિસ્તરી ગઈ હતી. પન્નાલાલ ઘોષ તથા હરિપ્રસાદ ચૌરસિયા જેવા વિખ્યાત વાંસળીના જાદુગર સાથે અતૂટ પ્રેમસેતુ રચાયો.

સુગમ સંગીતક્ષેત્રે ફિલ્મોનાં ગીતો ઉપરાંત ગ્રામોફોન રેકોર્ડ્સ માટે હિન્દી, ગુજરાતી, મરાઠીના લગભગ તમામ ભારતના ખ્યાતનામ ગાયકો - મોહમ્મદ રફી, મન્ના ડે, લતા મંગેશકર, ગીતા દત્ત, રાજકુમારી, પંકજ ઉધાસ, મનહર ઉધાસ, પુરુષોત્તમ ઉપાધ્યાય, દિલીપ ધોળકિયા, અનુપ જલોટા, સુરેશ વાડેકર, ક્ષેમુ દિવેટિયા, અવિનાશ વ્યાસ, અજિત શેઠ, અજિત મર્ચંટ અને પુરુષોત્તમદાસ જલોટા સાથે વાંસળીની સંગત કરતાં તે તમામ એષણાઓને ચેતનવંતી બનાવેલી.

ગુજરાતી, હિન્દી, કચ્છી, મરાઠી, કોંકણી, ડોંગરી, બંગાળી, કન્નડ અને સિંધી વગેરેમાં સુગમ સંગીત યા લોકસંગીત બંસીના સથવારે પીરસ્યું છે. ભારતના શ્રેષ્ઠ નૃત્યકારો-નૃત્યાંગનાઓ સાથે પણ વેણુવાદનની સંગત કરવાનું સ્વપ્ન સાકાર થયું છે. ઝવેરી ભગિનીઓના મણિપુરી નૃત્ય માટે પ્રતિમા બેદી તથા મેનકા ઠક્કરના ઓડિસી નૃત્ય માટે નૃત્યાચાર્ય કેલુચરણની ઉપસ્થિતિમાં બંસરી પર સંગત આપેલી. ભરતનાટ્યમ્ માટે ગોપીકૃષ્ણન્, આશા પારેખ, નૃત્યાચાર્ય લચ્છુમહારાજ, સીતાદેવી સાથે અને કથ્થકલી માટે ગુરુકૃષ્ણન કુટ્ટી અને રાઘવન નાયર સાથે બંસીના સૂર રેલાવી ખરેખર સ્વર્ગના દેવતાઓને પ્રસન્ન કરવા જેવું સંગીત પાથર્યું હતું.

ઈ. સ. 1966ના અરસામાં ભુજ, માંડવી અને ગઢશીશા મધ્યે વેણુવાદન કરેલ. ભુજમાં 'કચ્છમિત્ર' અખબારના સભાગૃહમાં અને રવીન્દ્ર વોરાના ઘેર વહેલી સવાર સુધી વાદન કરેલું. આ કાર્યક્રમમાં તાનપુરા પર જયકૃષ્ણ મેઘનાનીએ તથા તબલાં પર બુઢા ઉસ્તાદે સંગત આપેલી. માંડવીની આંબા બજારમાં સંગીત ક્લબમાં નાનાલાલ વોરાના સાંનિધ્યમાં પિનુ ઉસ્તાદ અને વતન ગઢશીશામાં અભરામ ઉસ્તાદે તબલાં પર સંગત આપતાં સારાયે કાર્યક્રમમાં લોકો બંસીઘેલા થયેલા.

ઈ. સ. 1985માં આકાશવાણી પરથી

નિવૃત્તિ લીધી. સૂરના આ સાધક અત્યાર સુધી નાટક, ટી.વી. સિરિયલ્સ કે પછી જાહેર ખબરોમાં અવાર-નવાર બંસી સંગે દેખાયા, જેમાં નીનુ મજમુદાર કૃત 'જીવનો જુગારી'માં તેમના પાર્શ્વસંગીતે લોકો પર અદ્‌ભુત કામણ કર્યું. ફરી ફરી 'જીવનો જુગારી' ઠેક-ઠેકાણે પ્રસ્તુત થતું રહ્યું અને સંગીત અપાતું રહ્યું. હિન્દી ટી.વી. સિરિયલ 'એક કહાની' જે નેશનલ નેટવર્ક પર આવતી તેમાં પણ સંગીત દિગ્દર્શન આપણા શિવકુમાર પુંજાણીનું. પાશ્ચાત્ય સંગીતમાં વપરાતાં સંગીતવાજિંત્રો પર પણ તેમણે હાથ અજમાવેલો. સમય સાથે કદમ મિલાવવા તૈયાર, પરંતુ સાથોસાથ ભારતીય તેનું નામ શાસ્ત્રીય સંગીતના પડછાયા તળે જ તો! આમ જોતાં એક કચ્છી સંગીતકારના નાતે આપણને ગૌરવ થાય તે સ્વાભાવિક છે.

જીવનના પંચ્યાશી પગથિયાં ચડી ગયા પછી પણ ક્યાંય થાક, હાંફ કે બેચેની નહીં. જાણે ઉત્તરાવસ્થાના ખભા પર જુવાની સવાર થઈ હોય તેવું લાગ્યા કરતું હતું. કચ્છી સમાજ માટે સતત કાર્ય કરતા રહ્યા. કચ્છી સાહિત્યમાં ભજન, લોકગીતો, કાફી, ગીતો, ગઝલો વગેરેને સંગીતમાં મઢી કચ્છી સમાજ પાસે પ્રસ્તુત કરી ઋણ અદા કર્યું છે. સંગીત- બેલડી 'પદ્મશ્રી' કલ્યાણજી-આણંદજી સાથે અતિ નિકટનો નાતો ધરાવતા હોઈ તેમની સાથે પણ મહેફિલો જમાવી હતી. બીજું આ સંગીત બેલડી પણ કચ્છી હોઈ, કચ્છીભાષા બોલવા-લખવા પર તેમની સારી પકડ, એટલે શિવભાઈનાં કેટલાંક કચ્છી કંપોઝિશનમાં આ બેલડી પણ સહયોગી બને અને પછી રચાય સ-રસ ગીતો. કચ્છી સંગીત વર્તુળ સંસ્થા વતી 'ગજિયો મુંજો જોર જલાણું' અને 'મિઠી બાજરજી માની' શીર્ષક અંતર્ગત સંગીત આપી મુંબઈગરાએ વધાવી લીધું છે.

આ લખનારના નાના વેલજી મહારાજ અને પિતા દયારામ મહારાજ કરાચીમાં. નાના ઠાકર મંદિરમાં પૂજારી. દર શનિવારે મંદિરમાં હવેલી-સંગીત યોજાય. પુરુષોત્તમમહારાજજી ગાયકીમાં ઠૂમરીની બહુ માંગ રહેતી ત્યારે શિવભાઈ બંસી પર, પખવાજ પર કાકુભા અને તાનપુરા પર દયારામ મારાજ રહેતા અને એ સંગ છેક 'નાનકવાળા' (કરાચીનો એક વિસ્તાર) સુધી લંબાતો. આમ આ લખનાર સાથે શિવકુમારનો સ્નેહાળ સંબંધ રહેલો. વાસ્તવમાં તેમણે વાંસળીના સૂરમાં જ આખો જન્મારો ખર્ચી નાખેલો એમ કહેતાં જરાય વધુ પડતું નથી કહેવાયું, છેલ્લા શ્વાસ સુધી- તા. 22-6-2012. શુક્રવારના દિવસે વિનમ્ર અને અતિ સરળ પ્રકૃતિના આ 'શિવુભા' જાણે કૃષ્ણની બંસીના સ્વરો પત્ની રાધાબહેન અને પુત્રો ભરત, નીલેશ અને હર્ષદને સંભળાવતા હોય એ દશામાં અંતિમ શ્વાસો લીધા.





# જાકારો

☐ રાજેશ અંતાણી

**રૂ**મના બંધ બારણાને સુષ્મા જોઈ રહી. આગળ મેનેજર. એના હાથમાં ચાવીઓનો જૂડો-જૂડામાં નંબર લટકતી ચાવીઓ. મેનેજર રૂમ ઉપર લખેલો નંબર ૨૦૧ જોઈને-ચાવી શોધીને-લોક ખોલવા લાગ્યો. પાછળ એક માણસ ઊભો છે - સુષ્માનો સામાન ઊંચકીને-

સુષ્મા આસપાસ જોઈને અજાણી જગ્યાને આંખોમાં ઉતારવા લાગી. પાછળ જોયું - સરસ બગીચો - અનેક રંગબેરંગી ફૂલથી ઝૂલતા છોડ - ખૂણામાં ચંપાનું ઝાડ - ડાળીઓને છેડે ઝૂલતાં સફેદ ફૂલ...

મેનેજર કદાચ બોલ્યો - ધીમેથી- 'આવો...!'

સુષ્મા ધીમે પગલે રૂમમાં દાખલ થઈ. બંધ બારીઓ - બારીઓ પર લટકતા પડદા - બંધિયાર રૂમની ગંધ...

મેનેજર ફટાફટ પડદા ખેસવીને બારીઓ ખોલવા લાગ્યો - બહારનું અજવાળું રૂમમાં પ્રવેશતાં રૂમ કંઈક જુદો જ લાગી રહ્યો હતો. મેનેજર રૂમની સગવડતા વિશે વિસ્તારથી વાત કરવા લાગ્યો. સામાન ઊંચકીને આવેલો માણસ ધીમે પગલે આવીને ખૂણામાં સામાન ક્યારે મૂકીને ચાલ્યો ગયો એની ખબર પણ ન પડી. મેનેજર બધું વિગતે સમજાવીને ચાલ્યો ગયો - જતાં જતાં કહેતો ગયો - 'હા કંઈ જરૂર પડે તો ઇન્ટરકોમ છે - ત્યાં ખૂણામાં-'

સુષ્મા ખૂણામાં પડેલા એના સામાનને જોઈ રહી- જાણે એ સામાન કોઈક બીજાનો હોય એમ-

સુષ્મા બારી પાસે ઊભી.

સ્થિર થયેલી બપોર. સામેના ખુલ્લા મેદાનમાં ઘાસ પર વિસ્તરેલો તડકો- ધીમી હવાથી સરકતા ઘાસ- બહારના બગીચાનાં ફૂલોની સુગંધ રૂમમાં પ્રસરી ગઈ.

સુષ્મા પલંગ પર બેસી ગઈ.

ધારી ધારીને રૂમને જોવા લાગી- આંખોને ગમે એવો દીવાલનો રંગ- કબાટ- ટેબલ- નાનું ફ્રીજ- મેનેજરે કહેલી બધી જ સગવડ...

અચાનક સુષ્માને યાદ આવ્યું-

અમિતને ફોન કરવાનું રહી ગયું- લાવ ફોન કરું- એ ઓફિસ તો પહોંચી ગયો હશેને- બરાબર? સુષ્માએ અમિતને ફોન જોડ્યો - રિંગ જતી હતી ફોન ઉપાડતો ન હતો - ફોન કટ થયો - ફરી ફોન જોડ્યો - રિંગ થોડીવાર પછી અમિતનો અવાજ- 'હાં- બોલ- મમ્મી...'

'અરે! અમિત-બેટા, તું સમયસર ઓફિસ પહોંચી ગયોને?

'હું અત્યારે મિટિંગમાં છું - પછી વાત કરું-' અમિતે ફોન કટ કર્યો-

સુષ્મા અમિતનો અવાજ સાંભળી લીધા પછીનો સન્નાટો રૂમમાં, અજાણ્યા વજન સાથે અનુભવવા લાગી - અમિતનો અવાજ આટલો રૂક્ષ- અને- ના- હશે. એ કહેતો હતો હમણાં ઓફિસમાં સખત કામ રહે છે. ખૂબ મહેનતુ છે પાછો એ...

સુષ્માએ ઊંડો શ્વાસ લીધો - આજુબાજુ જોયું.

પછી કંઈક યાદ આવ્યું હોય એમ આજુબાજુ જોવા લાગી. પર્સ - એનું કથ્થઈ રંગનું પર્સ - એમાં - હા- મળ્યું - પલંગ પર જ હતું - ઓશિકા પાસે. પર્સ નજીક ખેંચીને - પર્સની ચેઈન ખોલી - એમાંથી કાચનો ગ્લાસ બહાર કાઢ્યો. બાજુના ટેબલ પર મૂક્યો - પછી એ ગ્લાસને ભાવથી જોવા લાગી-

સુષ્માની આંખો ભીની થવા લાગી.

કાચના ગ્લાસ સાથે સંકળાયેલી ઘટના આજે અચાનક ફરી જીવંત થવા લાગી. સુષ્મા એના પતિ-મિહિર સાથે વરસો પહેલાં રાજસ્થાન પ્રવાસે ગયેલી. જેસલમેરમાં ફરતાં ફરતાં એને પાણીની

તરસ લાગી- સાથે લીધેલું પાણી ખૂટી ગયું હતું- અચાનક મિહિર એનાથી દૂર ચાલ્યો ગયો હતો- ક્યાંકથી આ કાચનો ગ્લાસ લઈ આવેલો - એ પણ પાણીથી ભરેલો - મિહિરે સુષ્મા તરફ ગ્લાસ ધર્યો હતો - પણ સુષ્માએ એ ગ્લાસ હાથમાં લઈને મિહિરના હોઠ પર મૂક્યો હતો - પછી -

સુષ્મા થથરી ગઈ.

ગ્લાસની ધારને એ જોવા લાગી.

ફરી પર્સ હાથમાં લીધું- અંદરથી ફ્રેમ કરેલો અમિતનો ફોટો એણે ટેબલ પર, સ્ટેન્ડ કરીને મૂક્યો - ફોટામાં હસતો અમિત - પણ કોણ જાણે કેમ - હમણાં કેટલાય દિવસોથી ગંભીર અને સુષ્માથી દૂર રહેતો હતો. એક દિવસે ધીમે પગલે આવીને સુષ્માને કહ્યું હતું - 'મમ્મી, મારે તને એક ખાસ વાત કરવી છે.'

'કહેને- મારી સાથે વાત કરવામાં સંકોચ શાનો?'

'મમ્મી હવે આપણા ઘરનું રિનોવેશનનું કામ શરૂ કરવાનું છે- એટલે એ સમય દરમિયાન તું...'

સુષ્મા અમિતના ચહેરાને જોઈ રહી.

'અહીં આપણા શહેરમાં- એક સરસ- ઓલ્ડ પર્સન હોમ થયું છે- હું અને રીમા એવું વિચારી રહ્યાં છીએ કે તને ત્યાં થોડા દિવસો રહેવા માટે- ત્યાં અઠવાડિયું- રહે તો- ત્યાં બધા મારા જાણીતા લોકો છે- અને- હા અઠવાડિયા પછી તો હું તને લેવા આવી જઈશ-'

સુષ્મા અમિતને ભાવથી જોઈ રહી- 'હા- તું જે નક્કી કરે તે- મને ક્યાં કોઈ દિવસ- ખેર, ત્યાં ક્યારે જવાનું છે?'

'આમ તો, મારી ત્યાં વાત થઈ ગઈ છે. તું તારો થોડો-ઘણો સામાન તૈયાર કરી રાખજે- આવતીકાલે- લંચ માટે હું આવીશ ત્યારે વળતાં- ઓફિસ જતાં- તને ત્યાં મૂકી જઈશ. બરાબરને? તું તૈયાર રહેજે-' અમિત ઊભો થઈને ચાલવા લાગ્યો- સુષ્મા અમિતને જતો જોઈ રહી. સુષ્મા સમજી શકી ન હતી- એવું ન હતું- પણ- પછી અમિત અહીં મૂકી ગયો હતો- મેનેજર સાથે વાત કરીને ચાલ્યો ગયો. જતી વખતે એક ક્ષણ પણ સુષ્મા પાસે આવીને ઊભો પણ નહીં-

સુષ્મા અમિતને જતો જોઈ રડી હતી-

હા- અમિત છે... છે જ લાગણીવાળો- એટલે મળવા રોકાયો નહીં-

સુષ્માનું રૂમના બારણા વચ્ચે ધ્યાન ગયું.

બપોરના આછા તડકામાં બારણા વચ્ચે કોઈક ઊભું હતું. અને એ સુષ્માને પૂછી રહ્યું હતું- 'હું અંદર આવી શકું સુષ્મા-'

સુષ્મા ચમકી.

આ અવાજ તો જાણીતો- પણ વરસો પછી-

સુષ્મા પલંગ પરથી નીચે ઊતરી.

જોયું. પુરુષ ઊભો હતો- બારણા વચ્ચે-

સુષ્મા પુરુષની નજીક ગઈ.

'અરે! શેખર... તું અહીં?'

'વાહ- ઓળખી લીધો મને- હવે તું મને અહીં કેમ છે? એ પૂછતી નહીં- કારણ કે- અહીં હોવાનાં કારણો લગભગ બધાનાં સરખાં હોય છે-'

સુષ્મા શેખરને આશ્ચર્યથી જોઈ રહી. આમ સાવ અચાનક- અહીં શેખર... એ પણ આટલાં વર્ષો પછી- 'તને અહીં જોઈને-મળીને મને બહુ નવાઈ લાગે છે- પણ તને ખબર કેમ પડી કે હું અહીં-'

'કહું છું- પહેલાં આપણે બેસીએ-' શેખર ખૂણામાં પડેલા સોફા પર બેસી ગયો- 'અરે! તું કેમ ઊભી છે સુષ્મા? આવ બેસ-' પછી એ હસ્યો- 'તારા રૂમમાં હું તને બેસવાનો આગ્રહ કરું છું-' સુષ્મા પણ હસી પડી- ધીમે પગલે આવીને સામેના સોફા પર બેસી ગઈ-' તું શેખર, એવો ને એવો રહ્યો- હવે કહે- તને કેમ ખબર પડી કે હું અહીં-'

'હું લાઈબ્રેરીનાં પગથિયાં ચડતો હતો- ત્યાં મેં જોયું- ઓફિસ પાસે સફેદ કાર આવીને ઊભી- એ કારમાંથી બહાર આવતાં- જોઈ-'

'તું... મને ઓળખી ગયો?! એ પણ આટલે દૂરથી? કેટલાં બધાં વરસો પછી મને જોઈ- એ પણ દૂરથી- અને-'

'હા- ઘણાં વરસો સુષ્મા- શેખરે સુષ્માના ભાવુક ચહેરા તરફ જોયું.'

'તું છેલ્લે ક્યારે મળ્યો હતો-? હા-યાદ આવ્યું- તું એમ.એ.નું ભણવા વડોદરા જવાનો હતો- એના લગભગ આગલા દિવસે- શેરી પાસે તું મને અચાનક મળ્યો હતો-'

'બરાબર- હા- બસ ત્યારે- મેં એમ.એ. ફિલોસોફી સાથે- પછી એમ.ફીલ.- પીએચ.ડી. કર્યું. મુંબઈમાં એક કોલેજમાં જોડાયો પછી- રહેવા દે. અહીં તો આપણને ઘણો સમય મળશે- સુખદ-દુઃખદ સ્મૃતિઓ વિશે વાતો કરવાનો- ત્યારે વિગતે વાત કરીશ.'

'તારે-તારી જે કંઈ પણ વાતો હોય એ મને ફટાફટ કહી દેજે- હું અહીં બહુ રોકાવાની નથી-'

'કેમ?' શેખર આશ્ચર્યથી સુષ્માને જોઈ રહ્યો-'

'હું અહીં થોડા સમય માટે આવી છું- મારો પુત્ર અમિત મને અઠવાડિયા પછી ઘેર લઈ જવા આવવાનો છે-'

શેખર સુષ્માના ચહેરા પર પુત્ર અમિત પ્રત્યેના મમત્વ અને વિશ્વાસ છલકતાં જોઈ રહ્યો- એ કશુંક બોલવા માગતો હતો પણ એ રોકાઈ ગયો- લુખ્ખું હસ્યો - ફરી એજ- અઠવાડિયું.

'કેમ શું થયું? શેખર-'

'ના- બસ- કંઈ નહીં-'

'અરે હા- અહીં તારો રૂમ ક્યાં છે?'

શેખર હસ્યો- પછી કહ્યું- 'કેવો યોગાનુયોગ છે સુષ્મા- હું તારી પાછળ

જ રહું છું. તારા રૂમની પાછળ મારો ૪૦૧-'

સુષ્મા પણ હસી પડી- યાદ આવી ગયું- વરસો પહેલાં પણ શેખર એના ઘરની પાછળ- શેરીમાં રહેતો હતો- બધું યાદ આવવા લાગ્યું- શેરીમાં પીપળો- ચબૂતરો- મંદિર- 'હા, શેખર, લીના- તારી બહેન કેમ છે અને ક્યાં છે?'

'હા- કુશળ છે- અત્યારે યુ.કે.માં છે- હવે તો એ દાદી બની ગઈ છે. હું પણ વચ્ચે યુ.કે. કેમ્બ્રિજમાં ભણવા ગયેલો- ત્યાં રોહિત મારી સાથે હતો- મારો મિત્ર- એ પછી લીનાનો પતિ થયો- મારો બનેવી-

બન્ને સાથે હસ્યાં-

'કેટલું બધું ઝડપથી પસાર થઈ જાય છે- બધું- નહીં? સુષ્મા ભાવુક બની.

'હા- બધું જ સમયના પ્રવાહમાં વહી જતું હોય છે. પછી એ બધું જ આપણી આ ઉંમરમાં સ્થગિત થઈ જતું હોય છે- ખાસ કરીને અહીં આવી ગયા પછી– અહીં તો સ્મૃતિઓના વજન સાથે સમય પણ ખસતો અનુભવાતો નથી-' શેખર ગંભીર અવાજમાં બોલી ગયો– ઝડપથી.

'તેં શું કહ્યું? એ હું સમજી નથી- ફિલોસોફર-'

'અત્યારે- તારે સમજવાનું પણ નથી - તું આજે તો હજુ આવી છે-'

ચુપકીદી બન્ને વચ્ચે-

શેખર ઊભો થયો- લાઈટ કરી. અજવાળા રૂમનું વાતાવરણ ફરી ગયું- ઉદાસ- ગમગીન સાંજ- નહીં સમજાય આ સુષ્માને કારણ કે એને અહીં આવી ગયા પછી અમુક કલાકો જ થયા છે.

દૂરથી મંદિરમાં થતી આરતીનો ઘંટનાદ અહીં સુધી આવી ગયો. 'તો- હું જાઉં. સુષ્મા... હવે તો આપણે મળતાં રહેશું. મંદિરની આરતી પછી બધા ડાઈનિંગ હોલમાં આવશે- તારે-'

'મારી અત્યારે કશું લેવાની ઇચ્છા નથી-'

શેખર ધીરે ધીરે ખસતો ગયો– પછી યાદ આવ્યું- 'અરે! હા - સુષ્મા, આવતી કાલે મારે યુનિર્વસિટી જવાનું છે. સવારથી- આપણે સાંજે મળીશું-'

'તું હજુ પણ યુનિર્વસિટી જાય છે?'

'હા-વિઝિટિંગ- અહીંના નિયમો મુજબ મને જવા ન મળે- પણ ટ્રસ્ટીઓએ- ખાસ રજા આપી છે-'

'વાહ- સરસ-'

'હા- એ બહાને- હું મને મળી લઉં છું-' શેખર હસ્યો-

શેખર ઝડપથી બહાર નીકળી ગયો.

વરસો પછી અચાનક મળેલા શેખરને જતાં, સુષ્મા જોઈ રહી- હા- આ શેખર કેટલાંય વરસો પછી- પાછલી શેરીમાં એનું ઘર હતું. કોલેજમાં એ બે વર્ષ આગળ હતો- એ કોલેજમાં ભણતો હતો સાથે નોકરી પણ કરતો હતો. લીના- એની બહેન ઘેર આવતી-

ઘણીવાર શેખર પણ આવતો- શેખર સાથે હસી મજાક કરવાની મઝા આવતી- બહુ જ દૂર નીકળી ગયા એ દિવસો... અચાનક મનમાં ઉદાસી પથરાઈ ગઈ.

શું કરવું એ સુષ્માને સૂઝતું ન હતું-

અત્યારે તો કદાચ અમિત ઘેર આવી ગયો હશે- લાવ ફોન કરી જોઉં- અહીંની બધી વાતો પણ કહેવાની છે- સુષ્માએ ફોન જોડ્યો- રિંગ- અચાનક અમિતનો અવાજ- 'ઓહો! મમ્મી, તને કહ્યું ને કે- હું તને પછી ફોન કરીશ. હું હજુ ઓફિસમાં જ છું- હવે મને ફોન ન કરતી-' ફોન કપાયો- અને અમિતનો અવાજ પણ.

સુષ્મા ફોનને જોઈ રહી-

સામે ખુલ્લા બારણાની બહાર વિસ્તરેલા અજાણ્યા અંધકારને જોવા લાગી. આ- અમિત હતો? જે હમણાં- ના- ના- હશે- કામના ભારને લીધે- એ- ના- બસ- હવે-

શું કરવું એ સુષ્માને સૂઝતું ન હતું-

પાછળ ખુલ્લી બારીમાંથી આવતો પવન- સુષ્માએ વિચાર્યું- બારી બહાર દેખાતા ઘાસના મેદાનમાં પણ અંધકાર ફેલાયો હશે- અત્યારે... મનમાં પણ આવો જ ઘટ્ટ અંધકાર-

સુષ્મા ઊભી થઈ-

ખૂણામાં પડેલા સામાન તરફ ચાલવા લાગી.

*

શેખરે સુષ્માના રૂમમાં પ્રવેશ કર્યો.

સાંજનો સમય, અહીંના વાતાવરણમાં હોય છે એવી ઉદાસ સાંજ. રૂમમાં પ્રવેશતાં જ શેખરે જોયું- સુષ્મા એનો સામાન બાંધી રહી હતી- ખુલ્લી કરેલી સૂટકેસમાં કપડાં સંકેલીને ગોઠવી રહી હતી. બધી વસ્તુ વેરવિખેર પડી હતી. અચાનક સુષ્માનું ધ્યાન ગયું- 'અરે! શેખર, ક્યારે આવ્યો? મને ખબર પણ ન પડી- બેસ- હું આવું-'

'પણ આ શેની તૈયારી કરી રહી છે- સામાન-

'લે, તું પણ ખરો છે- ભૂલી ગયો? આજે અઠવાડિયાનો છેલ્લો દિવસ છે- અમિત મને આવતીકાલે ઘેર લઈ જશેને-? એ આવશે એટલે એના સ્વભાવ પ્રમાણે ઉતાવળ કરશે- એટલે અત્યારે જ સામાન તૈયાર કરીને રાખી દઉં-' સુષ્માએ સૂટકેસ બંધ કરતાં કહ્યું.

શેખર વિસ્મયથી સુષ્માને જોઈ રહ્યો- અત્યારે એની મનોદશા અને શરીરના હલનચલનની ભાષા કંઈક જુદી જ જણાતી હતી- શેખર થોડીવાર ઊભો- પછી સોફા પર બેસી ગયો- પછી મનોમન બોલ્યો- અઠવાડિયું-

સુષ્મા સામે આવીને બેસી ગઈ.

થોડીવાર બારી બહાર જોતી રહી પછી અચાનક બોલી: 'હા- મને લાગે છે કે- અમિત બપોરે આવશે- લંચ માટે ઘેર જતા પહેલાં- અથવા એ સાંજે પણ આવે- પણ એની અનુકૂળતા પૂછી લઈશ સવારે- ફોન કરીને-'

શેખર સુષ્માનો ઘેર જવાનો- અમિતને મળવાનો ઉત્સાહ જોઈ રહ્યો- એની આંખો પણ ભાવુક બનીને આસપાસ નિરર્થક જોઈ રહી હતી-

'તું કંઈ બોલતો નથી શેખર? છૂટા પડવું ગમતું નથી નહીં? જોને- આટલાં વરસો પછી આપણે મળ્યાં- અઠવાડિયું ક્યાં નીકળી ગયું એની ખબર જ ન પડી. યાદ કર. ગયે અઠવાડિયે આ જ સમયે તું મારી સામે બેઠો હતો-

'હા. અઠવાડિયું- અમિતનો ફોન આવી ગયો?'

'ના- મારે કરવો પડશે- હમણાં એ કામમાં ખૂબ જ રોકાયેલો રહે છે- એટલે કદાચ ભૂલી પણ ગયો હોય- સવારે જ નિરાંતે ફોન કરીશ- અત્યારે તો થાકીને એ ઓફિસથી આવ્યો હોય-' સુષ્મા ઝડપથી બોલી ગઈ.

શેખર લુખ્ખું હસ્યો-

'કેમ શું થયું શેખર?'

'હું પણ અહીં એક અઠવાડિયા માટે આવ્યો હતો- મારો પુત્ર- મને અઠવાડિયા પછી લેવા આવવાનો હતો- હજુ સુધી- મને લેવા આવ્યો નથી- બીજું વર્ષ મારું અહીં- પૂરું થઈ રહ્યું છે-'

'એટલે- તું શું કહેવા માગે છે? મારો અમિત મને આવતી કાલે કે પછી ક્યારેય લેવા નહીં આવે?'

'એ તો હું કઈ રીતે કહી શકું? આવે પણ અને-' શેખર બોલતાં એક ધાર પાસે આવીને અટકી ગયો- અહીંથી આગળ સુષ્માના એના પુત્ર- અમિત તરફનાં પ્રેમ- વાત્સલ્ય- મમતા- વિશ્વાસની હદ શરૂ થતી હતી- જેની કોઈ સીમા ન હતી- સારું થયું એ ધાર પાસે આવીને અટકી ગયો-

'ના- શેખર- આવશે- અમિત મને આવતીકાલે લેવા આવશે-' સુષ્માનો અવાજ ભીનો થયો-

સાંજનું અંધારું ફેલાયું-

શેખર ઊભો થયો- લાઈટ કરી- પલંગ પર વેરવિખેર પડેલો સુષ્માનો સામાન દેખાયો- મંદિરમાં થતી આરતીનો ઘંટનાદ- હવામાં વહેવા લાગ્યો-

શેખર ધીમે પગલે જવા લાગ્યો- એણે પાછળ જોયું-

સુષ્માની ભીની આંખો રૂમના ખુલ્લા બારણાની બહાર ફેલાયેલા સાંજના અંધકારમાં- અમિતના આવવાની રાહ જોઈ રહી હતી.

*

બપોર સુધી ધીમે ધારે વરસાદ પડતો રહ્યો.

અત્યારે તદ્દન ઉઘાડ થઈ ગયો છે. ભીની હવા ધીમે ધીમે વહી રહી છે. સુષ્મા રૂમમાંથી બહાર આવીને, બગીચામાં ફુવારા પાસેના બાંકડા પર બેસી ગઈ છે. સુષ્માની આંખો સામે વિસ્તરેલા આકાશ પર સ્થિર થયેલી છે. ધીરે ધીરે ખસતાં કાળાં વાદળોની કોરમાંથી છંટાતા કેસરી રંગથી આકાશ

રંગાઈ ગયું છે.

આજે છ મહિના પૂરા થયા. એ પછી અઠવાડિયું પૂરું થયા પછી અમિત ન આવ્યો. એ સતત ફોન કરતી હતી. પણ એ ફોન ઉપાડતો જ ન હતો. સુષ્માએ રીમા સાથે વાત કરી હતી. એ તો કહેતી હતી કે- 'હા- એ તો- અમિતને ખબર- ક્યારે આવશે- એ- હમણાં એ સતત કામમાં રોકાયેલા રહે છે. હું એને વાત કરી જોઈશ- બાકી તમે કેમ છો? બરાબરને?' રીમાએ ફોન કાપી નાખેલો- એ પછી પણ- એણે પણ- ક્યારેય ફોન ઉપાડ્યો નથી. રીમા સાથે વાત થઈ ગયા પછી થોડા દિવસો પછી અહીંની આ સંસ્થાનો માણસ બે મોટા થેલા રૂમમાં મૂકી ગયો. સુષ્મા થેલાઓને જોઈ રહી- 'કોણ આપી ગયું?' 'મને... ખબર નથી માજી- ઓફિસમાં- એણે મેનેજરને પૂછેલું- મેનેજરે કહ્યું- 'તમારા સન-' સુષ્માને કોઈકે જોરદાર ધક્કો માર્યો હોય એવી વેદના થઈ- એ દિવસે ખૂબ રડી હતી- એક શબ્દ મનમાંથી ઊઠતો હતો- ભ્રમ...

'શું વિચારે છે સુષ્મા?'

'કંઈ નહીં-' શેખર ઊભો હતો- એ જોયું-

'પણ મને ખબર છે- તું શું વિચારી રહી હતી તે-' શેખર બાંકડા પર સુષ્માથી થોડો દૂર બેઠો- 'તું હજુ પણ અમિતની રાહ જોઈ રહી છે નહીં?

સુષ્માએ કદાચ શેખરની વાત સાંભળી ન હતી- એની આંખો સ્થિર હતી- રંગ બદલતા આકાશ તરફ. એ સાવ નિર્ભ્રાંત બનીને બેઠી હતી- અચાનક એ બોલીઃ 'આપણી સાથે આવું કેમ થયું શેખર? કોઈ જ કારણ નથી- એવું કે એ લોકો આપણને અહીં મૂકીને, આપણાથી દૂર ચાલ્યા જાય. ઘણીવાર મને થયું છે કે- હું મારો સામાન લઈને ઘેર પહોંચી જાઉં. પણ કોણ જાણે કેમ- મને અંદરથી કોઈક રોકી રહ્યું છે...'

'જો સુષ્મા, થોડા સમય પહેલાં હું પણ આમ જ- તારી જેમ- એકાંતમાં બેસીને આવું બધું વિચારતો હતો. મને પણ ઘેર દોડી જવાનું મન થતું- મને પણ અંદરથી કોઈક રોકતું- સ્વમાનનો વિચાર પણ આવી જતો. કોઈ જ કારણ વિના આપણને આપણાં સંતાનો, આ રીતે જાકારો-'

સુષ્મા ચમકી- એ પણ ધીમા અવાજે બોલી ઊઠી- જાકારો- આ શબ્દ એને શૂળની જેમ ચૂભ્યો- આ રીતે એ લોકોએ જાકારો આપી દીધો હશે- આ રીતે અહીં- અજાણી જગ્યામાં મૂકી જવાની ક્ષણ સુધી- એ લોકોને અંદરથી કશું જ નહીં થતું હોય?'

થોડીવાર ચુપકીદી- અંદર ઊપસતા ભાવનો ભાર-

સાંજનું ઘેરાતું અંધારું.

આસપાસ બગીચાની લાઈટ ઝળહળવા લાગી.

મંદિરમાં થતી આરતીનો ઘંટનાદ-

ભીની સ્થિર હવા-

સુષ્માએ બાજુમાં પડેલું કથ્થઈ રંગનું પર્સ હાથમાં લીધું. બાંકડા પરથી ઊતરીને ધીમે પગલે ચાલવા લાગી. એણે પાછળ ફરીને શેખર તરફ જોયું- શેખર બાંકડા પરથી ઊતરીને સુષ્મા સાથે ચાલવા લાગ્યો.

સુષ્માએ રૂમનો દરવાજો ખોલ્યો. લાઈટ કરી.

ધીમે પગલે સામે પડેલા ટેબલ પાસે પહોંચી- કથ્થઈ રંગના પર્સમાંથી ખાલી ગ્લાસ, અમિતનો ફોટો બહાર કાઢીને ટેબલ પર મૂક્યાં-

શેખર રૂમના દરવાજા વચ્ચે ઊભો હતો-

ટેબલ પાસે ઊભેલી સુષ્માની ભીની આંખો-

રૂમમાં નિઃસ્તબ્ધતા- અજાણ્યું વજન-

અચાનક સુષ્માના ફોનમાં રિંગ-

સુષ્મા ચમકી.

જોયું - અમિતનો ફોન-

'હાં- બોલ, અમિત-'

સુષ્મા અમિતની વાત સાંભળી રહી- ચહેરાના ભાવ ફરવા લાગ્યા. થોડીવાર સુષ્મા અમિતની વાત સાંભળીને શાંત ઊભી રહી- પછી અચાનક ભારે અવાજમાં બોલીઃ 'જો અમિત- મને હવે અહીં ફાવી ગયું છે- મેં નક્કી કરી લીધું છે- બસ હવે અહીં જ- હા- તમને લોકોને યોગ્ય જણાય અને અનુકૂળતા હોય ત્યારે મને મળવા આવી શકો છો-' સુષ્માએ ગુસ્સાથી ફોન બંધ કર્યો. પછી સામે જોયું - શેખર નજીક આવી ગયો હતો-

સુષ્મા ભીની આંખે શેખરને જોઈ રહી.

❑❑❑

## સુધીર દેસાઈ



૧૫-૨-૧૯૩૪ - ૧૨-૪-૨૦૨૧

વતન ગોધરા, કર્મભૂમિ મુંબઈ. કવિ અને વિવેચક. મોટી ઉંમર સુધી અધ્યયનની અભિરુચિ. બી.એસસી. અને એલ.એલ.એમ. ઉપરાંત બે ત્રણ વિષયમાં ડોક્ટરેટ કરેલું એવું સ્મરણ છે. કાવ્યો ઉપરાંત સંગીત, ચિત્રકામ, ફોટોગ્રાફી, અભિનય, દિગ્દર્શનમાં રસ. એમને સોવિયેટ લેંડ નહેરુ એવોર્ડ ઉપરાંત ગુ. સા. અકાદમીનો પુરસ્કાર મળ્યો છે. વાર્તાકાર તારિણી દેસાઈ એમનાં પત્ની, સંસ્કાર, સંસ્કૃતિરાણી અને ધ્વનિરાણી એમનાં સંતાનો. બધાંને સાહિત્યમાં ઊંડો રસ. હાર્દિક શ્રદ્ધાંજલિ.

પૂરબહાર પીળિયો

# ટેકોમા : પીળિયો

☐ અશોક મશરૂ

**શે**રીએ પીળાં ફૂલોનાં ઝૂમખાંઓથી લચેલું નમેલું વૃક્ષ આંખમાં આરપાર ઘૂસી ગયું. તેના ઝગમગતા પીળા રંગોના ફુવારાથી અંજાયો. તેની નીચે ઊભા રહેવાનું મન થયું. નજીક જતાં ધીમો ગુસપુસ અવાજ કાને પડ્યો. હા તે બોલતું હતું, ''એક ફરિયાદ સાંભળશો? શું ખામી છે મારામાં, એકદમ ઝડપથી વિકાસ પામું છું તે? પ્રમાણમાં બટકું છું? આખું વરસ ઘર, શેરી, બગીચા સઘળે શોભા વધારું છું તે? મારાં ફૂલો બીજાની જેમ કોઈ ચોક્કસ ઋતુનાં મોહતાજ નથી, હરહંમેશ પીળાં અંબાર ફૂલોના ગુચ્છેગુચ્છા ધરીને જીવ, જંતુ અને પક્ષી તથા માનવને આકર્ષિત કરું છું, ઈશ્વરનાં ચરણોમાં પણ મારું સ્થાન છે. છતાં અવગણના? ઉનાળે ખીલતા ગરમાળા જેવા સાહિત્યિક માન-સન્માન તો જવા દો પણ ક્યાંય ઉલ્લેખ પણ નહીં? હશે, જવા દો પણ હું જાણું છું, કેટકેટલાને માનવસમાજે અવગણ્યા છે તો હું કોણ? આતો જરા દિલ ખોલ્યું.''

પાડોશમાં અન્ય આવા પીળા પહેરવેશ પહેરી ખીલી ઊઠેલ સુંદર તરુઓનો પણ અહાલેક સંભળાયો અને

સર્વેને માનભરી દૃષ્ટિથી સલામ કરી.

હા, આપણે વાત કરીએ છીએ ટેકોમા વૃક્ષની, લેટિન નામ Tecoma stans પરથી ટેકોમા તરીકે જ પ્રચલિત છે. જોકે વિદેશી મૂળનું સર્વે પથરાયેલું આ આકર્ષક વૃક્ષનું નામ હજારા છે. Yellow Bells તરીકે ઓળખાય. ફૂલો શાખાને છેડે પાંગરે અને વજનથી ઊંધાં લચી પડે અને ઘંટ આકારના દિસે તેથી આ નામ પડ્યું. જોકે બ્યુગલ જેવું પણ દેખાય તેથી Yellow Trumpet પણ કહેવાય છે. એક બીજી પ્રજાતિ છે, Narrow-leaf Tecoma stance, જેનાં પાન સાંકડાં અને દાંતાદાર હોય. પીળાં ફૂલો છૂટાછવાયા બૂટા જેમ બેસે છે. તેને ફળ રૂપે ત્રાંબારંગી શિંગોનાં ઝૂમખાં લટકે છે. ભારતની વિવિધ ભાષામાં જેમકે હિન્દીમાં પીલીયા, મરાઠીમાં ઘંટીફૂલ, દક્ષિણમાં સોનપત્તી કે સ્વર્ણપુષ્પમ તરીકે ઓળખાય છે. ગુજરાતીમાં લેટિન નામ ટેકોમા તરીકે ઓળખાય છે પણ કોઈ ખાસ નામ નથી તે ચાલે? મારે મન તો હિન્દી નામ પીળિયો વસી ગયું.

જ્યાં પીળિયો પૂરબહાર ખીલ્યું હોય ત્યારે તેને છલકાતી સોનેરી ભવ્યતા એક વખત તો તમારી દૃષ્ટિ રોકી દે. સવારે શેરીમાં પીળી પાંખડીઓનું પાથરણું મનમોહક હોય છે. પૂરબહારની પહેલી ખબર મધમાખીઓને પડી જાય. તેને પ્રિય પીળિયા પાસે ગણગણ કરતો આખો પરિવાર ત્યાં પહોંચી જાય. કોઈ પણ ફૂલનું નિરીક્ષણ કરો તમને જરૂર ઝળુંબતી દેખાય. તેમાં અંદર ઘૂસે અને મધની મીઠી ચૂસકી લઈ બહાર નીકળે. નાની અને મોટી બંને મધમાખીઓ તેની ચાહક. આજુબાજુ શ્યામ ભ્રમર ગુન ગુન કરતો હોય, જોકે તેનો આવવાનો ચોક્કસ સમય હોય છે સવારે ૧૧ આસપાસનો. શક્કરખોરો તો આ નાજુક પીળાં ફૂલોના કટોરામાં ઝરતા મીઠા મધનો દીવાનો. વિચ... વિચ કરતો આવે અને તેની વાંકી તીણી ચાંચથી ફૂલની દાંડીમાં કાણું પાડી સ્ટ્રો


પીળિયો



પીળિયાનાં ફૂલનું ઝૂમખું

પીળિયાનાં ફૂલ નજીક ભ્રમર



સમાન નળાકાર જીભથી મધ ચૂસતો જાય ને તેની મીઠાશ અવાજમાં ઘૂંટી આનંદથી લલકારતો જાય.

ચકીએ ઘરે નેસ્ટ બોક્સમાં હંમેશની જેમ ઘર માંડ્યું હતું અને બચ્ચાંઓને ખવડાવવાનું ચાલુ હતું. મેં ઘરની બહારની દીવાલે બેઠેલી ચકલીની ચાંચમાં પીળિયાનાં ફૂલની



પીળિયાનાં ફૂલમાં જતી મધમાખી

પીળિયાનો રસ ચૂસતો નર સક્કરખોરો



પીળી પત્તી જોઈ. મને નવાઈ લાગી. તરત તે ઊડી નેસ્ટ બોક્સમાં જઈ બચ્ચાંને ખવડાવ્યું ત્યારે સમજ પડી કે પીળિયાનાં ફૂલનો તેના મેનુમાં સમાવેશ છે. પોપટ આમ તો ઘર આજુબાજુ બહુ દેખાય નહીં પણ પાડોશીની જામફળીમાં ફળ આવ્યાં છે ત્યારથી કવચિત આવે. આજે જોડું



પોપટ દંપતી પીળિયાને આરોગે છે

પીળિયા પાસેના તાર પર આવ્યું. ધીમા ડગલે એકબીજાની નજદીક સરકવા માંડ્યાં. ચાંચમાં ચાંચ પરોવી સંવનન શરૂ કર્યું. એકબીજાએ પરસ્પર ચહેરાને ચાંચ વડે હળવા મર્દનથી વહાલ કર્યું. એકાએક માદા પોપટે પીળિયાનું પીળું પુષ્પ તોડી ચાંચમાં લીધું અને પ્રિયતમને હળવેથી ભેટ ધર્યું. તેની કોમળ પાંખડી સજોડે આરોગી. જાણે આ આપણો પીળિયો જ છે કે કામદેવ! પીળિયાની સાક્ષીએ પોપટ દંપતીની આ મૃદુ મોહક પ્રેમચેષ્ટા નિહાળી દિલ ખુશાખુશાલ.

કવિઓએ આપણા પીળિયા કે યેલ્લો બેલ્સને જરાય અવગણ્યો નથી, પણ પોંખ્યો છે. સાઉથ પોર્ટની કવયિત્રી Valerie Dohren લખે છે.

''નાનાશાં પીળાં પુષ્પો વાયરામાં નર્તે છે,
નાનાશાં પીળાં પુષ્પો સમગ્ર વૃક્ષને વીંટળાયેલ છે.
નાનાશાં પીળાં પુષ્પો મારું દર્દ જરૂર સમજતાં હશે,
નાનાશાં પીળાં પુષ્પો હરહંમેશ મારી યાદમાં રહેશે.''

જ્યારે ઇઝરાયલની કવયિત્રી Sveta Guralnik તેની કવિતા Yellow Trumpet Treeમાં કહે છે.

''પીળિયો પૂરબહાર ખીલી સાંકડી શેરીમાંથી સાદ પાડે છે,
અસ્તવ્યસ્ત પાંખડીઓનાં ઝૂમખાં ફૂલ નહીં પણ ફળની જેમ લચી પડ્યાં છે,
જેમ વાસંતી મધુરપનો ઉતાર.
વૃક્ષ સ્થિત ચમકતો પીળો સુંવાળો શેતાન વશીકરણ કરી તાકી રહ્યો છે.''

આશા રાખું કે આપણા સુશોભિત જાજરમાન પીળિયાને તમે પાડોશી બનાવશો. હંમેશ આનંદ આપશે તેની ખાતરી. ❑❑❑

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

### ૨૭. કાવ્યશાસ્ત્રવિનોદ

**જ**યેન્દ્રભાઈ ત્રિવેદી એસ.એન.ડી.ટી મહિલા કોલેજના આચાર્ય, ઉપરાંત તેઓ મુક્તાલક્ષ્મી કન્યા વિદ્યાલયના કેળવણી મંડળના સેક્રેટરી પણ હતા. સંસ્થાને લગતા કામ નિમિત્તે ક્યારેક એમને મારી પાસે આવવાનું થતું. મોટે ભાગે અગાઉથી ફોન કરીને જ આવે.

કામની વાત બે-પાંચ મિનિટમાં પૂરી થાય.

ઊઠવાનું કહે.

હું કહું, 'ઉતાવળ ન હોય તો થોડીવાર બેસો, જયેન્દ્રભાઈ. ચા પીએ.'

'ના, ના. તમે કામમાં છો.'

'ના, ના. એવું નથી.'

એક જ પરિસ્થિતિ વિશે બે ભિન્ન અભિપ્રાય, એકબીજાથી સાવ વિરુદ્ધ. ટેબલ પર પડેલી ફાઈલોની થપ્પીઓ પર નજર કરતાં એ કહે, તમે વ્યસ્ત છો. એ જ રળિયામણા દશ્ય પર વહાલભરી દૃષ્ટિ ફેરવતાં હું કહું, નથી. પરિણામે, સંવાદિતા (harmony) સિદ્ધ થાય.

તે ક્ષણે એક સ્પષ્ટ પરિવર્તન આવે અમારા બેમાં જ નહીં, ઓફિસની હવામાં પણ.

'આજકાલ શું વાંચો છો?'

એમની સાથેનો એક પ્રસંગ યાદ છે. 'શું વાંચો છો?' - એવા પ્રશ્નના ઉત્તરમાં મેં ટેબલના ખાનામાંથી કાઢીને એક નાનું પુસ્તક એમની સામે મૂક્યું.' જોન ફાઉલ્સ (John Fowles)નો વાર્તાસંગ્રહ 'ધ એબની ટાવર' (The Ebony Tower.) ફાઉલ્સની નવલકથા 'ધ ફ્રેન્ચ લેફ્ટેનન્ટ્સ વૂમન' (The French Lientenant's woman) ખૂબ જાણીતી  છે. એની ફિલ્મ પણ બની છે, જેમાં મેરીલ સ્ટ્રીપ (Meryl Streep) જેવી અભિનેત્રીએ કામ કર્યું છે.

એકંદરે ફાઉલ્સ મધ્યમ કક્ષાના

લેખક ગણાય.

જયેન્દ્રભાઈએ પુસ્તક હાથમાં લીધું, થોડાં પાનાં ફેરવ્યાં.

'તમે આવું સાહિત્ય પણ વાંચો છો?'

મેં કહ્યું, 'જયેન્દ્રભાઈ, હું તો સમરસેટ મોમ પણ વાંચું. વૂડહાઉસ મારા પ્રિય લેખકોમાંના એક છે.'

જમાનો આધુનિકતાવાદનો હતો. ચારે બાજુ વહાલાજીઓના મહિમા ગવાતા. ભગવાનશ્રી દોસ્તોવ્સ્કી, પૂર્ણાવતાર કાફ્કેશ્વરજી, પરમ પરમેશ્વર સાર્ત્રાનંદજી.

એ હસ્યા, 'તમે મને ઉન્નતભ્રૂ (highbrow) માની લીધો છે?'

બીજીવાર મળવાનું થયું ત્યારે મારે માટે રમેશ પારેખનો તાજો પ્રગટ થયેલો વાર્તાસંગ્રહ 'સ્તનપૂર્વક' લેતા આવ્યા હતા.

'એબની ટાવર' નિમિત્તે થોડી વાત લાઈબ્રેરીની. એ પુસ્તક મને બાર્ટન લાઈબ્રેરીમાંથી મળ્યું હતું. આપણાં શહેરોનાં જૂનાં પુસ્તકાલયોનો એક લાભ આ છેઃ સામાન્ય રીતે ખૂબ વંચાતી લોકપ્રિય નવલકથાઓ ઉપરાંત કેટલાંક અપ્રાપ્ય પુસ્તકો પણ ત્યાં સંઘરાયેલાં હોય છે, અન્ય એક અર્થમાં પણ અપ્રાપ્ય, કારણ કે એમના સુધી સહેલાઈથી પહોંચી શકાતું નથી તે માટે લાઈબ્રેરિયનથી માંડીને પટાવાળા સુધીના દેવતાઓની કૃપા જોઈએ. અંધારા ખૂણાઓમાં કરોળિયાનાં જાળાં ભેદતાં તોતિંગ કબાટો પાસે પહોંચવું પડે. તે પછી પણ, દીવાલો કેટલી બધી! તાળું કટાઈ ગયું છે-

ચાવી મળતી નથી-

ભાઈ, તારી વ્યથા હું સમજું છું, પણ શું કરું? લાચાર છું.

ભક્ત છું.

અને ભક્તની ધીરજને અંત નથી હોતો એટલું તો તું કદાચ જાણતો હોઈશ.

ચાવી મળી, ન મળી તો તાળું તોડવામાં આવ્યું. પછી વારો આવ્યો કબાટનાં કમાડનો. ઊઘડતાં નથી! જૂના સમયનું અસલ સાગનું લાકડું. કમાડના બે ધર્મઃ બંધ થવું અને ઊઘડવું. એમાંથી એકનો વ્યવહારમાં ઉપયોગ થયો નથી, પરિણામે તે ઉત્ક્રાંતિના નિયમને અનુસરીને, સાવ નબળો પડી ગયો છે.

લાઈબ્રેરીના કર્મચારીમાં હવે હઠનો પ્રવેશ થાય છે. કારણ વગર મજૂરી કરાવતા આ કોઈ નવરા માણસ પર તો રોષ છે જ, એથી વધારે રોષ એને બારણા પર ચડે છે. પ્રતિષ્ઠાનો સવાલ છે. ઊઘડે કેમ નહીં? શું સમજે છે એના મનમાં?

મલ્લયુદ્ધ શરૂ થાય છે.

મલ્લને નમ્રતાથી કહેવું પડે છે - આવું ન કરો, ભાઈ. આ નાણાંની તિજોરી નથી, પુસ્તકોનું કબાટ છે. બળનો પ્રયોગ ત્યાં નહીં ચાલે.

સહેજ બાજુએ ખસો, પરસેવો લૂછો.

હું એક સરળ પ્રયોગ કરું તે જુઓ.

અને, વાચકની ટચલી આંગળીના સ્પર્શથી કમાડ ઊઘડી જાય છે.

* * *

દીપકભાઈ પ્ર. મહેતા દક્ષિણામૂર્તિ હાઈસ્કૂલના આચાર્ય. ખાદીના લેંઘોઝભ્ભો તે એમના કાયમી પહેરવેશ. લોકભારતીના વિદ્યાર્થી હતા અને એના કેટલાક સંસ્કાર વસ્ત્રોમાં જ નહીં, ભીતર પણ જાળવી રાખ્યા હતા. દૂબળી, કૃશ કહી શકાય એવી કાયા. કોઈવાર સંસ્થાના કામે મારી પાસે આવવાનું થાય.

એકવાર ઊભા થતાં પૂછ્યું, 'આપને ઘેર આવી શકું?'

મેં કહ્યું, 'જે વાત કરવી હોય તે અહીં જ કરો, દીપકભાઈ. ઘેર આવવાની શી જરૂર છે?'

'અમુક વાતો, અમુક પ્રકારનાં કામ, ઓફિસમાં થઈ શકે નહીં.'

મને રસ પડ્યો, 'એવું તે કેવું કામ હોય?'

એ કહે, 'કામ સરકારી ગણો કે બિનસરકારી, મારે આપની સાથે રમેશ પારેખનાં થોડાં કાવ્યો વાંચવાં છે.'

આજે મને પ્રશ્ન થાય છે - કયા અમલદાર સમક્ષ કઈ સ્કૂલનો આચાર્ય આવી માગણી લઈને આવ્યો હશે?

મેં કહ્યું, 'એક વાર નહીં, અનેકવાર આવો, ઇચ્છા થાય ત્યારે આવો.'

સાથે સાથે મેં નીતિવિષયક સ્પષ્ટતા કરી, 'ઘેર વધારે અનુકૂળતા રહે તે સાચું, પરંતુ કાવ્યપઠનનો કાર્યક્રમ સરકારી ઓફિસમાં, સરકારી સમય દરમિયાન ન જ થઈ શકે એવું નથી. અને, આ તો રેવન્યૂ કે સેલ્સટેક્સની નહીં, શિક્ષણ ખાતાની ઓફિસ છે. હું છું ત્યાં સુધી તમારે આને યુનિવર્સિટીનું એક ડિપાર્ટમેન્ટ માનવો, કોઈ દ્વિધા નહીં રહે.'

પન્નાલાલ પટેલ શરૂઆતનાં વર્ષોમાં અમદાવાદ ઇલેક્ટ્રિસિટી કંપની (એ.ઈ.સી.)માં નોકરી કરતા. વચ્ચે સમય મળે ત્યારે વાર્તા લખવા બેસી જાય. પોતાની વિશિષ્ટ શૈલીમાં એમણે આ વિશે લખ્યું છે - કંપનીનો કાગળ, કંપનીની પેન અને કંપનીનો જ સમય.

આપણે ઉમેરીએ - પરંતુ વાર્તા પન્નાલાલની.

નક્કી થયા પ્રમાણે રજાના દિવસે દીપકભાઈ મહેતા મારે ઘેર આવ્યા. પાટ ઉપર પલાંઠીવાળીને આસન જમાવ્યું. શ્રોતા એમની સામે ખુરશીમાં બેઠો.

'હું આલો ખાચર
નવકુળનો શિરમોડ
રાતડાં ચોળ લોહીનો ધણી
ઝડાકું લેતો સાવજ
તરણું આવું?'

સહેજ ખોખરો સ્વર, એમાં ગહેરાઈ હતી, ઉદાસી હતી. કાવ્ય મેં એ પહેલાં વાંચ્યું નહોતું, એ પછી વાંચ્યું નથી. છતાં આજે લગભગ સાડત્રીસ વર્ષ પછી આટલી પંક્તિઓ યાદ રહી ગઈ છે. ક્યાંક ક્ષતિ હશે, મૂળ સાથે સરખાવીને

## 'નવનીત-સમર્પણ'માં જાહેરખબર

જીવન, સંસ્કાર અને સાહિત્યના સામયિક તરીકે 'નવનીત સમર્પણ' શુભ અને સુંદર વિચારોનો પ્રસાર કરે છે તે આપ સૌ જાણો છો. ભારતીય સંસ્કૃતિનાં શાશ્વત મૂલ્યોના જતન-સંવર્ધન સાથે જીવનના આધુનિક પ્રવાહોનું સન્માન કરતા આ સામયિકમાં જાહેરખબર મોકલી આ ઉમદા કાર્યમાં સહભાગી થઈ શકો છો.

**જાહેરખબરના દર આ પ્રમાણે છે:**

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું (Colour) | રૂ. 9,000/- |
| આખું પાનું B/W | રૂ. 5,000/- |
| અડધું પાનું (Colour) | રૂ. 5,000/- |
| અડધું પાનું B/W | રૂ. 3,000/- |
| બીજું/ત્રીજું મુખપૃષ્ઠ (4 Colours) | રૂ. 11,000/- |
| પાછલું મુખપૃષ્ઠ | રૂ. 12,000/- |

**અન્ય વિગતો :**

**આખું પાનું**

કુલ સાઈઝ 19.5 સે.મી. X 13.5 સે.મી.
પ્રિન્ટ એરિયા 15.5 સે.મી. X 10.5 સે.મી.

**અડધું પાનું**

આડું પાનું 8.0 સે.મી. X 10.5 સે.મી.
ઊભું પાનું 15.5 સે.મી. X 5 સે.મી.
બ્રોમાઈડ, આર્ટપુલ, આર્ટવર્ક B/W જા.ખ. માટે 4 કલરની (રંગીન જા.ખ. માટે), સી.ડી.
છાપકામઃ કાગળની જાત ઉપર

સુધારી શકાય, પરંતુ મેં એવો પ્રયત્ન કર્યો નથી. આ સંદર્ભમાં એની જરૂર નથી.

બીજાં પણ પાંચ-સાત કાવ્યો-ગીતો વંચાયાં.

પઠન શરૂ થયું તે સાથે મોટો પુત્ર ધર્મેન્દ્ર આવીને મારી પાસે બેસી ગયો હતો અને એક ચિત્તે સાંભળી રહ્યો હતો. છેલ્લે, ચોપડી બંધ કરીને બાજુએ મૂકી અને પરીક્ષા લીધી, ધર્મેન્દ્રની પરીક્ષા, હું બચી ગયો!

- આનંદ આવ્યો?

- કંઈ સમજાયું?

- 'શિરમોડ' 'ઝડાકું' આ શબ્દોનો અર્થ જાણો છો?

હવે આવ્યા એક સંસ્થાના આચાર્ય.

'શામાં ભણો છો?'

'સાતમા ધોરણમાં, સાહેબ.'

'કઈ શાળામાં?'

'શિશુ વિહાર.'

'બહુ સારી સંસ્થા છે. અને, તમારે તો ઘરની સામે જ.'

જતાં જતાં દીપકભાઈએ ધર્મેન્દ્રને મારી પાસેથી માગી લીધો, 'વાંધો ન હોય તો આઠમીમાં મારી પાસે મોકલો.'

આમ, ધર્મેન્દ્ર 'દક્ષિણામૂર્તિ વિનયમંદિર'નો વિદ્યાર્થી બન્યો. જોકે, આ લાભ એને એક વર્ષ માટે જ મળ્યો (નોકરિયાત પિતાનાં સંતાનોની નિયતિ). પછીના માર્ચમાં મારી બદલી થઈ. વર્ષો સુધી ધર્મેન્દ્ર પોતાના ગુરુજીને યાદ કરતો. એના વિકાસમાં, ખાસ કરીને

ટ્રેકિંગ જેવી પ્રવૃત્તિઓ માટે, આ એક વર્ષનો ગાળો ઘણો મહત્ત્વનો રહ્યો.

ભાવનગર છોડ્યા પછી દીપકભાઈ સાથે ક્યારેય સંપર્ક થયો નહીં.

હમણાં દોઢ-બે વર્ષ પર એમનું નામ વાંચવા મળ્યું, પરંતુ સંદર્ભ કેવો!

ભાઈ મહેન્દ્રસિંહ પરમારનો નિબંધ સંગ્રહ 'રખડુનો કાગળ' ઉઘાડીને વાંચવા બેઠો. બે પાનાં ફેરવ્યાં ત્યાં 'અર્પણ' પર નજર પડી.

'પ્રકૃતિનો પ્રથમ પરિચય કરાવનાર
દક્ષિણામૂર્તિ વિનયમંદિરના આચાર્ય
સ્વ. દીપક પ્ર. મહેતા...

કોઈ કોઈ સમાચાર આ રીતે પણ મળે છે કલ્પ્યું ન હોય તે દિશામાંથી, તેવા માધ્યમ દ્વારા.

* * *

છેલ્લે એક વિશિષ્ટ પુસ્તકપ્રેમી.

જયંતિભાઈ દવે ગઢડાની એક સ્કૂલના આચાર્ય હતા. પ્રથમવાર મારી પાસે આવ્યા ત્યારે ગેરસમજ ન થાય તે હેતુથી, ખુરશીમાં બેસતા પહેલાં હાથ ઊંચા કરી દીધા, 'કોઈ કામ નથી, માત્ર અને માત્ર મળવા આવ્યો છું-'

આ વિધાન અર્ધસત્યનો નમૂનો છે. કામ તો હતું પણ તે સરકારી નહીં.

જૂના સંબંધી જેવો વ્યવહાર હતો. એમાં ઔપચારિકતાની, ભૂમિકા બાંધવાની જરૂર ન હોય.

સમય બગાડ્યો નહીં, બગલથેલામાંથી એક ચોપડી કાઢી, '-અને આ આપવા.'

નાનકડી ચોપડી. પૂઠાં પર રંગરંગીન ચિત્રો.

'કાર્ટૂન કથાઓમાં રસ ખરો?'

'મારે કશું વર્જ્ય નથી.'

'એસ્ટેરિક્સ (Asterix)-?'

'એ મહાનુભાવનું નામ પણ આજે પ્રથમવાર સાંભળું છું.'

એ પછી જ્યારે જ્યારે આવે ત્યારે એ સિરીઝની એકાદ-બે ચોપડી લેતા આવે, અગાઉની લઈ જાય.

આજે પણ કોઈવાર ટી.વી. પર એસ્ટેરિક્સની એનિમેશન ફિલ્મ જોઉં છું ત્યારે જયંતિભાઈ દવે યાદ આવે છે. વય હશે પંચાવન જેવી. ઊંચા અને દેખાવડા માણસ. હળવાશ અને બેફિકરાઈની મૂર્તિ. પ્રવેશ માટે બારણું ઉઘાડે ત્યારે હસતા, સામે બેસીને વાતો કરે ત્યારે હસતા, વિદાય લે ત્યારે પીઠમાં પણ હાસ્ય.

હું કહું, 'અરે, પણ, દવેસાહેબ, કંઈ કામ-?'

'કામ શું હોય, સાહેબ? સ્કૂલ એની રીતે ચાલે છે, ઓફિસનું કંઈ કામ હોય તે કારકુન કક્ષાએ પતી જાય છે. એ માટે આપને તકલીફ આપવાની ન હોય.'

સ્કૂલ એની રીતે ચાલે છે (એટલું જ નહીં, આખું વિશ્વ સ્વયં સંચાલિત છે). વહીવટી કામ કારકુનો કરે છે. તો, એમના અને મારા ભાગે કઈ જવાબદારી રહી?

ફકીરનું હાસ્ય કહેતું હતુંઃ આ રમકડાં. હું રમું છું, તમે પણ રમો.'

**[ક્રમશઃ]**




# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૬

☐ ડો. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડો. શેફાલી થાણાવાલા

## હિંસાના રંગો

**એ** વખતે હું એમ.બી.બી.એસ. પણ પાસ થયો નહોતો. છતાં પણ તે વખતની રીતને અનુસરીને સગાંવહાલાં અને ઓળખીતાં-પાળખીતાં સહુ મને ડોક્ટર કહીને સંબોધવા માંડ્યા હતાં અને એને લીધે મનમાં એક સુખદ અનુભૂતિ થતી. હૉસ્ટેલમાંથી દર શનિ-રવિવારે હું ઘરે આવતો તે માત્ર આખા અઠવાડિયાનાં કપડાં ધોવાં નાખવાં, ઘરનું ભોજન માણવા અને આખો દિવસ મરજી પ્રમાણે વિતાવવા. એક શનિવારે પરોઢિયે જ ભાઈ સ્કૂટર લઈને બોલાવવા આવ્યો. બોલ્યો, "રાજા અચાનક જ વિચિત્ર રીતે વર્તી રહ્યો છે... કંઈ સમજાતું નથી શું કરવાનું તે. તું હમણાં જ ચાલ." ઊંઘરેટી આંખો ચોળતો હું એના સ્કૂટર પર બેઠો અને અમે નીકળ્યા. રાજાને અમે સહુ સારી રીતે ઓળખતા. એ એક કંપનીમાં એક્ઝિક્યુટિવ તરીકે જોડાયેલો. એણે હાલમાં જ નવો ફ્લૅટ ખરીદ્યો હતો. અમે

એ ફ્લૅટ પર પહોંચ્યા ત્યારે હૉલમાંના દીવાન પર બેઠેલો રાજા ચકળવકળ આંખોથી તાકી રહ્યો હતો. એક મહિના પહેલાં જ આઈસ્ક્રીમ પાર્ટીમાં અમે સાથે આઈસ્ક્રીમ પૉટ ફેરવેલો. ત્યારે એની આંખો કેવી રમતિયાળ હતી! અમને જોતાં જ એ દીવાન પર બેઠાં બેઠાં જ ભીંતની દિશામાં સરક્યો. એની પાંપણો એકદમ સ્થિર હતી. રાજાનો મોટો ભાઈ, ભાઈનો મોટો ભાઈ, ભાઈ અને હું, અમે ચારે જણ ઓરડાના ચારે ખૂણામાં ગોઠવાયા. રાજાનો ભાઈ એને દવાની ગોળી લેવા માટે વિનવણી કરી રહ્યો હતો અને રાજા ના કહી રહ્યો હતો. અચાનક એ પોતાના ભાઈ પર એટલો ચિડાઈ ગયો કે એને ગમે તેમ બોલવા માંડ્યો. દબાયેલા સ્વરે એના ભાઈએ મને કહ્યું, "છેલ્લા આઠ દિવસથી આમ જ ચાલે છે. અચાનક જ ચિડાઈ જાય છે, હિંસક બની જાય છે અને મારવા દોડી આવે છે. આજે સાંજે માંડ માંડ સાઇકિએટ્રિસ્ટ પાસે લઈ ગયો. એણે આપેલી દવાઓ લેવા પણ એ તૈયાર નથી... હવે એમનો સંપર્ક પણ કેવી રીતે કરવો? એ રહે છે સાયનમાં."

"ઓય... શાનો પ્લાન બનાવી રહ્યા છો તમે બેય xxx..." રાજા અમારાં પર તૂટી પડ્યો. અમે અમારું સંભાષણ ત્યાં જ અટકાવ્યું. એટલામાં બાજુના બિલ્ડિંગમાં રહેતા એક ડોક્ટર આવ્યા. એમણે ઇન્જેક્શનની તૈયારી કરી એ જોઈને રાજા પાછો ઊછળી પડ્યો. અમે ચારે જણાએ એને પકડ્યો. પણ ખરેખર તો એ અમારા ચારેયથી પણ સંભાળાતો નહોતો. એના નાના એવા દેહમાં હિંસાનો રંગ એવો તો ભળી ગયેલો કે ઇન્જેક્શનની સોયની એના પર જરા જેટલી જ અસર માંડ થઈ.

રાજા હવે અમારી તરફ વેરીની નજરથી તાકી રહ્યો હતો. છેવટે એ ગોળીઓ લેવા માટે તૈયાર થયો. મેં એની સામે પાણીનો પ્યાલો ધર્યો અને એ હબકી ગયો... "પહેલાં તું પાણી પીને બતાવ.. એમાં સાઇનાઈડ નહીં હોય એની શી ખાતરી?"

મેં પાણી પીધા પછી પણ એણે પ્યાલામાંના પાણીની વેધક નજરે ચકાસણી કરી અને પછી મનની તૈયારી કરીને એક ઘૂંટડો પી ગયો.

ગોળીઓ લઈને અડધો કલાક થઈ ગયો છતાંય ધારી અસર દેખાતી નહોતી. એ અમારામાંથી કોઈને જ દીવાન પર બેસવા દેતો નહોતો. જાણે એ એનો અભેદ્ય કિલ્લો હતો... વચ્ચે જ એની આંખો ભારે થતી, નજર ઠંડી પડી જતી. એક વાર તો એ બેઠો હતો ત્યાં જ ઝોકું આવીને ઢળી પડ્યો. એનો ભાઈ એને ચાદર ઓઢાડવા માટે ઊઠ્યો તો રાજાની નજરમાંથી પાછા અંગારા વરસ્યા... વચ્ચે વચ્ચે તેની સાથે વાત કરવાનો પ્રયત્ન કરવા સિવાય અને એ તણાવ ભરેલી રાતના શરણે જવા

સિવાય અમે બીજું કંઈ જ કરી ન શક્યા... જરા જેટલા અવાજથી એ એકાદા સૈનિકની જેમ આક્રમક જોશમાં આવી જતો... મનમેળભર્યા અને હસમુખા રાજાને 'એક્યુટ પૅરેનૉઇડ સ્કિઝોફ્રેનિયા' નામનો રોગ થયો હતો એ મને આજે સમજાય છે.

એની આક્રમકતા અસુરક્ષિતતામાંથી આવી હતી અને અસુરક્ષિતતા આવી હતી અતિસંશયમાંથી. એને કોઈના પર પણ વિશ્વાસ રહ્યો નહોતો. આખી દુનિયાના વિરોધમાં એ પોતે, એવી એની લડાઈ હતી. અને અધૂરામાં પૂરું પોતાની વિરુદ્ધ પણ પોતે જ, એ એક બીજી લડાઈ હતી.

એની હિંસક નજર પાછળની પાર્શ્વભૂમિ આજે મને એક મનોચિકિત્સક તરીકે સમજાય છે, પણ આજે રાજાને એનો કંઈ જ ઉપયોગ નથી, કેમ કે રાજા હવે બધી હિંસાની પેલે પાર જતો રહ્યો છે, ક્યારેય પાછો ન આવવા માટે! એની સારવાર શરૂ થઈ હતી, એ હૉસ્પિટલમાં હતો અને અચાનક એ ત્યાં જ મૃત્યુ પામ્યો. નક્કી શું થયું તે મેં આજ સુધી કોઈને જ પૂછ્યું નથી. મને યાદ છે એની બે નજર, એક રમતિયાળ, અને બીજી હિંસક, સંહારક.

પછીથી, સાઇકિએટ્રી વૉર્ડમાં કામ કરતી વખતે આવી નજરો જોવામાં આવતી. એમને પાછી સ્વચ્છ કેવી રીતે બનાવવી એનું શિક્ષણ પણ મળવા માંડ્યું. એક સાંજે ક્વૉર્ટર પર વૉર્ડમાંથી અર્જન્ટ કૉલ આવ્યો. વૉર્ડમાં પહોંચ્યો તો મારા સહકારી ડો. લલિત અને ડો. ચાંદ મારી જ રાહ જોઈ રહ્યા હતા. લલિતે એક ઓરડી તરફ આંગળી ચીંધી. મેં અંદર ડોકિયું કર્યું. અંદરના પલંગ પર મનોહર બેઠો હતો. અને વૉર્ડમાંના અન્ય સાત-આઠ દર્દીઓને એણે પોતાની સામે બેસાડ્યા હતા. મનોહર એમને હિન્દીમાં કંઈક સંબોધન કરી રહ્યો હતો. બાકીના બધાને દબડાવીને ત્યાં બેસાડવામાં આવેલા એ તો તેમના ચહેરા પર જ દેખાઈ રહ્યું હતું. મનોહરનો બાંધો કસાયેલો હતો. અમારા વૉર્ડબોય્ઝ પણ અસહાયતાથી તાકી રહ્યા હતા. એમાંનો એક જણ મારા કાનમાં કંઈક ગણગણ્યો. મનોહર પોતાને કૃષ્ણ માનતો હતો. એણે વૉર્ડમાંના અન્યોને મહાભારતનાં પાત્રોનાં નામ આપ્યાં હતાં અને એ જાણે બધાને ગીતાજ્ઞાન આપી રહ્યો હતો. એક જણે આ જબરદસ્તીનું ભાષણ સાંભળવાની અનિચ્છા દર્શાવી ત્યારે મનોહરે એને શકુનિ કહીને બે થપ્પડ ઠોકી દીધી હતી. ઓરડીના દરવાજામાંથી જ અમે મનોહરને બૂમ મારી. અમને ત્રણેયને જોતાંવેંત જ લાગ સાધીને બધા શ્રોતાઓ એક જ ક્ષણમાં ત્યાંથી ગાયબ થઈ ગયા.

"ક્યા બાત હૈ મનોહર..? "

"કુછ નહીં ડોક્ટર સા'બ..." મનોહરને 'આપણી' વાસ્તવિકતામાં લાવવા માટે મેં વાતચીત શરૂ કરી.

મનોહર ક્યારેક એમાં આવી જતો તો વચ્ચે જ વાતચીતનો દોર છોડીને પોતાના વિશ્વમાં ચાલ્યો જતો. વચ્ચે જ એ એટલો તો ભડકી ઊઠ્યો કે મને અને લલિતને દુર્યોધન-દુઃશાસન જાહેર કરી દેશે કે શું એવી બીક અમને લાગવા માંડી.

અમે ઇન્જેક્શનનો પ્રસ્તાવ માંડતાં જ અપેક્ષા પ્રમાણે એનો વિરોધ થયો. અમે નજરોથી જ આપસમાં વાત કરી. મેં મનોહરને કહ્યું, "ઠીક છે. મને તપાસવા તો દે."

એ ખાટલા પર ચત્તો થઈને સૂતો. મેં એને તપાસ્યો. છાતી પર સ્ટેથોસ્કોપ મૂકીને છાતી તપાસી અને એ જ ધૂનમાં એને ઊંધા ફરીને સૂવાનું કહ્યું. અમારે કમર પર ઇન્જેક્શન આપવાનું હતું. હું એને 'તપાસતો' હતો ત્યારે જ લલિતનો હાથ ધીરેથી એની કમર સુધી પહોંચ્યો. એનાં વસ્ત્રો ઢીલાં કર્યાં. મનોહર શાંત હતો. અને પછી અચાનક અનેક ઘટનાઓ એક સાથે બની ગઈ. લલિતના હાથમાંની સોયનો સ્પર્શ મનોહરને થવો, એ જ ક્ષણે મારું એની કમરને દબાવવું અને એનો અત્યંત બળપૂર્વક ઉછાળો મારવો આ બધુંય એક જ ક્ષણમાં બની ગયું. હું અને લલિત સાંગોપાંગ ફેંકાઈ ગયા. મારાં ચંપલ પણ અલગ અલગ દિશામાં ફંગોળાઈ ગયાં. "ડોક્ટર સાહેબ, અજમાવવી છે કે મારી તાકાત?" મનોહરનો અવાજ ગુંજી રહ્યો.

જાણે કંઈ થયું જ નથી એવા સ્વરે હું બોલ્યો, "ના, ના હવે! જરાય નહીં. સૅમ્પલ પરથી અમને ખબર પડી ગઈને." મેં ખરેખર હસતાં હસતાં મનોહરની પીઠ પર ધબ્બો માર્યો અને એનો ખભો પકડીને એને પલંગ પર બેસાડ્યો. હું પણ એની બાજુમાં બેઠો. સ્ફોટની અસર શરીરમાં જણાઈ રહી

હતી. છાતીના ધબકારા વધી ગયા હતા અને શરીર પણ કંપી રહ્યું હતું. પણ ચહેરા પરનું હાસ્ય જાળવીને હું બોલ્યો "મનોહર, મારાં ચંપલ ક્યાં ગયાં? ચાલ શોધીએ." અને ગમ્મત એ કે મનોહર જ પહેલાં પલંગ નીચે જોવા વાંકો વળ્યો. એણે મારાં ચંપલ બહાર કાઢ્યાં અને ઊઠીને ઊભા થવાને બદલે જમીન પર જ આળોટવા માંડ્યો.

"હે ધરતીમાતા... મૈને યે ક્યા કિયા?... ડોક્ટર કે ઉપર હાથ ઉઠાયા?... હે માતા, મુઝે અપને અંદર લે લે! મુઝે પ્રાયશ્ચિત્ત ચાહિએ." 'પ્રાયશ્ચિત્ત' શબ્દ સાંભળતાં જ મારો ચહેરો ચમકી ઊઠ્યો. હું એની બાજુમાં ઉંબરા પર બેઠો અને એને થાબડીને બોલ્યો, "પ્રાયશ્ચિત્ત લેને કે ઔર ભી તો તરીકે હૈ મનોહર."

એણે પ્રશ્નાર્થ નજરે મારી સામે જોયું.

"જૈસે કિ, ઇન્જેક્શન..." હું શાંતિપૂર્વક બોલ્યો. અને એણે પણ ડોકું ધુણાવ્યું. લલિતના કેળવાયેલા હાથે વીજળીવેગે કામ પતાવ્યું. મેં મનોહરને એના પલંગ પર સુવડાવ્યો. એની દવાના અને ઇન્જેક્શનના ડોઝ અમે એડ્જસ્ટ કર્યા, વિદ્યુત ઉપચાર પદ્ધતિનો ઉપયોગ કર્યો અને ત્યાર બાદના દસમા દિવસે મનોહર, ફક્ત મનોહર તરીકે વર્તવા માંડ્યો. એના મનના ખોટા આધ્યાત્મિક અને તાત્ત્વિક વિચારો પર (સ્યુડો રિલિજિયસ અને સ્યુડો ફિલૉસૉફિકલ) કાબૂ આવ્યો. હિંસક વૃત્તિ તો ભાગી જ ગઈ હતી. એનામાં આવેલો ફેરફાર હું રોજ જોતો હતો. એને ડિસ્ચાર્જ મળ્યો તે દિવસે એનાં માતા-પિતાએ વૉર્ડમાં કિલોના હિસાબે મીઠાઈ વહેંચી. પછી 'ફૉલો-અપ' માટે આવ્યો ત્યારે એણે મને કહ્યું, "હું જોશમાં આવી જતો હતો એનું એક કારણ હતું.. હું એ ભ્રામક વિચારોમાં વહી જતો હતો." હવે એ એક ખરા યોગી જેવા તટસ્થ અને શાંત સ્વરમાં બોલી રહ્યો હતો.

નજરોમાંનો આ આખો પ્રવાસ કેટલું બધું શીખવનારો હોય છે. અનેક વાર તમારી સહનશીલતાની પરિસીમા ચકાસનારો. અનેક વખત મેં આવા દર્દીઓ પાસેથી સહન ન થાય તેવા ખરાબ આક્ષેપો સાંભળ્યા છે. આવે વખતે અનેક વાર 'આ પેશન્ટ એના રોગના ઓથાર હેઠળ હોવાને લીધે બોલે છે' એવું પોતાના મનને ખૂબ સમજાવવું પડતું. ક્યારેક નાછૂટકે બળ કાં તો સખતાઈથી વર્તવું પડે ત્યારે પણ અમાનવીય વર્તન ન થઈ જાય એનું ધ્યાન રાખવાનું શરૂઆતમાં અઘરું થઈ પડતું.

પણ આવે વખતે એ નજરોમાંની ક્રૂરતાની, હિંસાની કિનાર પર અસહાયતાની ઝાલર સતત અનુભવાતી. અનેક વખતે હિંસક દર્દીને ઇન્જેક્શન આપીને સરખી રીતે સુવડાવતી વખતે સહજતાથી હું એના વાળમાં હાથ ફેરવતો, થાબડતો રહેતો. અડધા કલાક પહેલાંના આ જ વાયોલન્ટ પેશન્ટનો ચહેરો ત્યારે પારણામાં શાંતિથી ઊંઘતા નિર્દોષ બાળક જેવો લાગતો.

**[ક્રમશઃ]**



# સામા કાંઠે

☐ અરવિંદ બારોટ

**મા**ગશર મહિનાનો ટાઢો વાયરો વાય છે. લીલુડો સાડલો પહેરીને કોઈ નવોઢા એકલી એકલી હરખાતી હોય એમ પિયાવા ગામની સીમ હેલે ચડી છે. વહુરાણીની કેડે ઝૂલતા કંદોરા જેવા ધૂળિયા મારગે એક જુવાન હાલ્યો આવે છે. પાંચ હાથ પૂરો, બાવળના સોટા જેવો સીધો, ડાઘા જેવું માથું, માથે મેલખાયું, પવનમાં ઊડતા વેંતવેંતના ઓડિયા, નિમાણી આંખ્યું, ફરકતી મૂછડી, ઢાલવા છાતી, હાથીની સૂંઢ જેવી ભૂજાયું, ત્રાંબાવરણો રંગ, પાહાબંધ કેડિયું, ઘેરદાર ચોરણો, પગમાં બશેર બશેરના ઓખાઈ જોડા, ખભે કડિયાળી ડાંગ..

લીલવણી ધરતીને જોઈને આંખ્યું ઠારતો જુવાન મારગ કાપે છે.

'ઉહ...! ઓય, મા...!'

જુવાનના કાનમાં કૂણો સાદ પડ્યો. પગ થંભી ગ્યા. એકાદ માથોડું ઊંચી વાડની પાછળથી અવાજ આવ્યો હશે એમ સમજી દસ ડગલાં આગળ હાલી એક ઝાંપલીમાં પગ મૂક્યો. શેઢા માથે લીમડાના થડના ટેકે એક છોકરી એક પગે ઊભી હતી. એના પગમાં કાંટો વાગ્યો છે.

'આ તો દુદાઆતાની રાણુ...!'

રાણુ રોવા જેવી થઈ ગઈ'તી. જુવાન રાણુની પાસે જઈને એક ગોઠણ ઊંચો રાખીને બેઠો. રાણુનો સસલાના પેટ જેવો સુંવાળો પગ પોતાના ગોઠણ ઉપર મૂક્યો... એક તસુ લાંબી બાવળની શૂળ રાણુની ગુલાબી પેનીમાં ખૂંતી ગઈ'તી. સલૂકાઈથી કાંટો કાઢીને રાણુ સામે જોયું.

'દુખે છે?'

'ના, બળે છે...'

જુવાને રાણુની પેની ઉપર ફૂંક મારી...

રાણુના ગાલે રતાશ ફૂટી.

'હવે...?'

'હવે ઠરે છે...'

રાણુ સંકોડાઈ ગઈ. જુવાન ઊભો થયો.

'મેરુ! આ કાંટો કાઢ્યાનો ગણ તો નહીં ભૂલું... પણ, ટાઢીબોળ ફૂંક તો સાત ભવેય નહીં ભૂલું...'

મેરુ ઝાંપલીમાંથી બહાર નીકળ્યો. રાણુ એને જોતી જ રહી.

o

રાણુનો બાપ આપો દુદો એટલે નાનો એવો ગામધણી... જમીન-જાગીર, માલ-ઢોરનો જખીરો... ઊંચી પડથારનું ડેલીબંધ ખોરડું... હામ-દામ ને ઠામ.. ત્રણેય વાનાં છે... ઘરમાં મૂક્યે મા'ગ નથી... રાણુની મા જડી, લીધે-દીધે, વાતે-ચીતે ને કામે-કાજે પાવરધી અને ચતુર-સુજાણ બાઈ છે. આવા પોગતા ઘરની એકની એક દીકરી છે રાણુ.

મેરુને માલ-મિલકત કે મૂડીમાં જે ગણો ઈ બે ભેંશું ને એક પાડી છે. ખખડી ગયેલ ખોરડું છે. એક પડાળ અડધું ઉઘાડું છે. આગળિયા વગરની તૂટલ-ફૂટલ ડેલી છે. ઘરમાં મા-દીકરો બે જ છે. બાપ તો મેરુને નાનો મૂકીને જ મોટે ગામતરે ઊપડી ગ્યેલો. માએ જાત નિચોવીને દીકરાને મોટો કર્યો. રોજ દી ઊગ્યા મોર્ય, માએ ઘડી દીધેલો રોટલો પછેડીના છેડે બાંધીને મેરુ ભેંશું લઈને સીમ ભેગો થઈ જાય. ભેંશું ચરતી હોય ને મેરુ ભજન ને દુહા લલકારતો હોય. રોંઢો ઢળ્યે ગામમાં પાછો આવે. કામ સિવાય કોઈ સાથે વાત-ચીત ન કરે. ઝાઝું બોલવું એને ગમતું નથી. સાધુ-સંતોની સેવા કરે. પૂનમની રાત્યે ઠાકરમંદિરે સંતોની વાણી ગાય.

રાણુ હાર્યે જીવ મળ્યા પછી વેરાન વગડા જેવા મેરુના જીવતરમાં મઘમઘતી ફૂલવાડી પાંગરી છે. આંબાનાં તો જાણે સામટાં વન ઊગ્યાં છે. ડાળ્યે ડાળ્યે

કોયલ બોલે છે.

ક્યારેક સીમ-શેઢે, ક્યારેક મારગને કાંઠે, ક્યારેક ઉતાવળી નદીને કાંઠે તો ક્યારેક ઘેઘૂર વડલાને છાંયે... રાણુ અને મેરુના મેળાપ થાય છે. ઘડી બઘડી મીઠી વાતું કરે છે. લાલ-પીળાં સોણાંના ચંદરવા ગૂંથે છે.

○

'રાણુ..! આપડે જે ઊંડા પાણીને કાંઠે બેઠાં છઈએ... ઈ ક્યાંક ઝાંઝવાં તો નઈ નીકળે ને?'

'કેમ આમ બોલ સ?'

'તું મોટા ઘરની દીકરી..તારા બાપના ખોરડા માથે સોનાનાં નળિયાં... અને મારે તો ઘરની ભીંત્યુંમાંય ગાબડાં પડ્યાં છે ને ખડકીય જાહલ છે...'

'હં, તો?'

'તારાં માવતર તને મારા ભૂખેલ ઘરમાં કોઈ દી નઈ મોકલે...'

'જો, મેરુ! આવાં મોળા ઓહાણ નો લવાય! મારાં માવતરની હું બવ લાડકી છું..ઈ મને આંહુડા નઈ પડાવે... હું જેમ ક'શ એમ કરશે...'

રાણુની વાતથી મેરુને ધરપત તો થઈ. પણ, મનમાં તો ઊંડેઊંડે મૂંઝવણ જ હતી.

રાણુ અને મેરુની ચણભણ ચણભણ વાતું તો ગામમાં થાવા માંડી'તી. રાણુની મા જડીના કાન સુધી પણ વાત આવી ગઈ. પણ, ઠરેલ સમજણવાળી જડીએ રાણુને કાંઈ નો કીધું. કે ન તો રાણુના બાપ દુદાને આ વાતની સનસ આવવા દીધી.

○

'મારા દીકરાની વહુ આવશે, મારું ગઢપણ પાળશે... ખોરડાને ગાર્યું કરશે, તૈણ થરી હેલ્યે પાણી ભરશે...' એવી ઝંખનામાં ને ઝંખનામાં મેરુની માએ સરગાપરની વાટ પકડી. ઘરમાંથી હેતનો હોંકારો આથમી ગ્યો. મેરુ જેમ તેમ દી ટૂંકા કરે છે.

○

ચૈતર-વૈશાખના આકરા તડકા પછી જેઠ ગ્યો, અહાડ મહિનો આખો કોરો ગ્યો. શ્રાવણ આવ્યો. મેનો એક છાંટોય નથી પડ્યો. કે નથી આભમાં એકેય વાદળી બંધાણી. દુકાળનાં ડાકલાં વાગ્યાં. ચરિયાણ વેરાન થયાં. મેરુને હવે ગામ મૂક્યા સિવાય છૂટકો નથી.

'રાણુ! તને મેલીને જાતાં મન નથી માનતું. પણ, ભેંશું ભૂખી ભાંભરડા નાખે છે. એના નિભાવ સારુ ગર્યમાં ગ્યા વિના મારો આરોવારો નથી. તું કોચવાણા વગર હા પાડ્ય તો તારા વન્યાના આઠ-દહ મહિના હું સખેદખે કાઢી નાખું.'

'જાવ કે'તાં જીવ નીકળે, રિયો કે'તાં રીત જાય...! કેમ કરીને કહું કે જા...! અને રોકવાનુંય મારા હાથમાં નથી...! ભલે, મેરુ! વે'લો વળજે... હું મીટ માંડીને તારી વાટ જો'શ...!'

○

સોળ સરાદ ને નવ નોરતાં ગ્યાં. દિવાળી આવીને ગઈ. શિયાળોય રાણુને ટાઢા ડામ દઈને ગ્યો. ઉનાળાની અગનીએ વિજોગણનાં કાળજાં બાળ્યાં. જેઠ ઊતરતાં તો ઇન્દ્ર મહારાજની સેનાએ આભને ઘેર્યું. બારેય મેઘ ખાંગા થ્યા. આઠ દીની હેલી મંડાણી. નદી-નાળાં છલકાણાં. રાણુનું હૈયું કૉળી ઊઠ્યું:

'સોળ આની વરહ થ્યું સે. હવે આવશે મારો વાલમ...! મારા મનનો માણીગર...!'

ચોમાસાના ચાર મહિના પૂરા થ્યા... શિયાળો ઊતરવા આવ્યો. પણ, મેરુના કોઈ વાવડ નથી...

○

'દીકરી, રાણુ! આવે ઈ વૈશાખ મહિનામાં તારા હાથ પીળા કરી દેવાનું પરિયાણ કર્યું છે. સાચા સોના જેવું ઠેકાણું જડી ગ્યું છે. મૂરતિયોય રાજાના કુંવર જેવો છે. અટલે, દીકરા! હવે તારે બાર્ય ઓછું નીકળવું.'

રાણુ હેબતાઈ ગઈ. કાંઈ બોલવાપણું તો રહ્યું જ નથી... મેરુ આંય હોત તો માને એની વાત કરત... પણ, ઈ તો ગ્યો ઈ ગ્યો... દોઢ વરહ થ્યું! નો ઈ આવ્યો, નો એના વાવડ આવ્યા...!

○

અખાત્રીજનાં લગન લેવાણાં.

અઢાર ગાડાંની હેડ્ય લઈને શેલણાથી જાડી જાન આવી. વાજતે ને ગાજતે અમરો રાણુને પરણવા આવ્યો. પ્રીતની પોટલીને સાતસાત ગાંઠ્યું વાળીને રાણુએ હૈયાના તળિયે ધરબી દીધી. અમરા હાર્યે ચાર ફેરા ફરીને ગાડે બેસી ગઈ... ઈ ગામનું પાદર, ઈ ઉતાવળીનો કાંઠો, ઈ વડલો : એનાં સંભારણાં પર બે આંસુડાં પાડીને રાણુએ મનને વાળી લીધું.

○

રાણુ સાસરે ગઈ એના આઠેક મહિના કેડ્યે, એક દી બપોર ટાણે રખડતો રઝળતો મેરુ ગામમાં આવ્યો. રોગચાળામાં ઢોર મરી ખૂટેલાં. ગર્યમાં ભટકતો રહ્યો. ભાનભૂલા જેવો થઈને સાવ કંગાળ દશામાં પોતાને ગામ પહોંચ્યો.

ઠાલી અડકાડેલી ખડકી ઉઘાડી. ખંડેર થઈ ગયેલું ખોરડું સૂનકાર ઓઢીને ઊભું છે. આવકારો દેનારું કોઈ નથી. મેરુ બે દિવસ ઓસરીમાં એમ ને એમ પડ્યો રહ્યો.

ત્રીજે દી ખબર પડી કે રાણુ તો પરણી ગઈ છે.

'ઓહોહો...! હવે આ જીવતરમાં શેનો સવાદ!'

○

મેરુએ ઘર મૂકીને નદીને સામે કાંઠે ઝૂંપડી બાંધી. જીવતરનાં લેખાં-જોખાં પડતાં મેલ્યાં. હરિભજનમાં મનને વાળ્યું. દિવસમાં એકવાર ઝોળી લઈને ગામમાં જાય. સીતારામ... સીતારામનું

રટણ કરતો ગામમાં આંટો મારે. જે કાંઈ ભીક્ષા મળે એમાંથી કોઈ અતિથિ-અભ્યાગતને કે વટેમારગુને ભોજન કરાવે. વધે તો પોતે દેહના ભાડા પૂરતું ખાય. એની ઝૂંપડીએ સૌ કોઈને આવકાર અને આશરો મળે. કોઈ સાથે ઝાઝું બોલતો નથી... બસ, જીભ ઉપર સતત સીતારામ... સીતારામનું રટણ કરે છે. ગામલોકો કહેતા કે મેરુને હવે અલખનો તાર લાગી ગ્યો છે. કોઈ કહેતું કે રાણુના વિજોગમાં ચિતભરમ થઈ ગ્યું છે. રાણુની મા જડીને મેરુ આંખના કણાની જેમ ખૂંચે છે. ગામની છાતી માથે ખોડાણો છે. વખત છે ને કોક દી જૂની વાત ઊખળે તો ઉપાધિ થઈ જાય. રાણુ વગોવાઈ જાય! જડીના મનમાં આ વાત રોજરોજ ઘોળાય છે.

o

શ્રાવણ મહિનો છે. સાતમ-આઠમના પરબ કરવા રાણુ આઠ દીથી પિયરમાં આવી છે. કાલ્ય તો અમરો તેડવા આવવાનો છે. શેરીમાંથી સીતારામ... સીતારામની રટણા કરતો મેરુ નીકળ્યો.

જાણીતો સાદ સાંભળીને રાણુના કાન ચમક્યા. હડી કાઢીને ડેલી બા'ર નીકળી. શેરીમાં નજર કરી. મેરુ વળાંક વળી ગયેલો. જડીની ચકોર આંખે આ જોયું. રાણુની વ્યાકુળતા એના ધ્યાન બહાર ન રહી..

'ઈ કોણ હતું, મા ?'

'સાધુ છે. રામરોટી ઉઘરાવવા નીકળે છે.'

રાણુના જીવને ક્યાંય સુખ નથી.

o

કાયમ માટે મેરુનો કાંટો કાઢી નાખવા માટે જડીએ બહુ ઘાતકી ઉપાય અજમાવ્યો. ઝેર ભેળવેલા બે લાડવા લઈને શેરીના ખૂણે ઊભી રહી. છાતી સમાણો ઘૂમટો તાણ્યો છે. સીતારામનો નાદ ગજવતો મેરુ ઓરો આવ્યો એટલે જડીએ બે ઝેરી લાડવા ઝોળીમાં નાખી દીધા. મેરુ ત્યાંથી પાછો વળી ગ્યો.

o

આ વરસે વરસાદનું જોર વધારે છે. શ્રાવણના તો સરવડાં હોય, પણ આ વખતે જાણે ધોરી મહિનો હોય એમ મે' ત્રમઝટ બોલાવે છે.

સમીસાંજનું ટાણું છે. મેરુની ઝૂંપડીએ ધૂપ-દીવા થાય છે. એ વખતે એક વટેમારગુ ઝૂંપડી પાસે ઊભો છે. એને સામે કાંઠે ગામમાં જાવું છે પણ નદીમાં પૂર આવ્યું છે. અને થોડોથોડો વરસાદ પણ ચાલુ છે.

'માલીપા આવતા રિયો, ભાઈ! પૂર તો હવે સવારે ઊતરશે. આંય કુટિયામાં આરામ કરો. સવારે નીકળી જાજો!'

બીજો કોઈ ઉપાય નહોતો. એ અંદર આવ્યો. આસન આપ્યું. મેરુએ ઝોળીમાંથી એક લાડવો કાઢીને પડિયામાં મૂકી અતિથિને પીરસ્યો.

'લ્યો, ભગવાન! પરસાદ લ્યો!'

ભૂખ તો લાગી છે. લાડવોય મોટો છે.

અતિથિએ આખો લાડવો ખાઈને પાણી પીધું. થોડીક વારમાં જ એ ઢળી પડ્યો. થોડો તરફડ્યો ને જીવ નીકળી ગયો. એ રાણુનો ધણી અમરો હતો. બેય એકબીજાથી અજાણ્યા હતા.

'અરે, રામ રામ રામ...! અજાણતા જ મારાથી આ ઘોર પાતક થઈ ગ્યું.. આમેય આ જીવતરમાં કાંઈ સાર નથી. તો આ કલંક લઈને કેમ જિવાશે? અને જીવવુંય કોના માટે?'

ઝોળીમાંથી બીજો લાડવો ખાઈને મેરુએ સોડ તાણી.

એકબીજાથી સાવ અજાણ્યા, છતાં એક તાંતણે જોડાયેલા આ બે જણ સામા કાંઠાની ઝૂંપડીમાં મરેલા પડ્યા છે.

બીજે દી રાણુને જાણ થાય છે.

શું થયું? કેમ થયું? એ કોઈને ખબર ન પડી.

ઝૂંપડીમાં ટીંગાતી ઝોળી સિવાય આ ઘટનાનું કોઈ બીજું સાક્ષી નથી.

❑❑❑

## ખલીલ ધનતેજવી



(૧૨-૧૨-૧૯૩૮ - ૪-૪-૨૦૨૧)

ગુજરાતી અને ઉર્દૂના જાણીતા ગઝલકાર, નવલકથાકાર, પત્રકાર, ફિલ્મકાર ખલીલભાઈ મુશાયરાના બિગ બી હતા. બોલચાલની ભાષામાં અત્યંત વેધક અભિવ્યક્તિ એમનો વિશેષ હતી.

*અબ મૈં રાશન કી કતારોં મેં નઝર આતા હૂં,*
*અપને ખેતોં સે બિછડને કી સઝા પાતા હૂં.*

જેવા અમર શેર સુધી જગજિત સિંહ જેવા શ્રેષ્ઠ ગાયકો ખેંચાઈ આવ્યા હતા. 'સાદગી', 'સારાંશ,' 'સરોવર' એમના ગઝલસંગ્રહો છે અને સાત જેટલી નવલકથાઓ એમણે આપી છે. એમાંથી ડો. રેખા ફિલ્મ બની હતી. એમને કલાપી પુરસ્કાર, વલી ગુજરાતી ગઝલ પુરસ્કાર અને નરસિંહ મહેતા પુરસ્કાર પ્રાપ્ત થયા છે. ભારતીય વિદ્યા ભવન વતી 'નવનીત સમર્પણ' એમને હાર્દિક શ્રદ્ધાંજલિ અર્પે છે.



બિજોયા સત્યજિત રાય તેમના કલકત્તાના ૧ બિશપ લેફ્રોય રોડના ઘરમાં, છબી સૌ.ઓશિયાનામા

# મુંબઈનાં પરાંની રાણી વાંદરા, સત્યજિત રાય, બિજોયા દાસ/રાયનો હિન્દી ફિલ્મોમાં અભિનય, વી. શાંતારામ ને બીજી કેટલીક વાતો

☐ અમૃત ગંગર

મુંબઈના વાંદરાથી પહેલાં કલકત્તાના બેલતાલામાં જઈએ. સત્યજિત રાય (૨ મે ૧૯૨૧-૨૩ એપ્રિલ ૧૯૯૨)ની જેમ બિજોયા દાસ / રાય (૨૭ ઑક્ટોબર ૧૯૧૭-૨ જૂન ૨૦૧૫)ને પણ સંગીત વારસામાં મળ્યું હતું. સત્યજિત સાથેનાં લગ્ન પૂર્વે પિયાનિસ્ટ થવાનું નક્કી પણ કરી દીધું હતું. પટણામાં રહેતાં



મુંબઈમાં બિજોયા દાસ, છબી સૌ. *આમાદેર કથા*

તેમના આગેવાન બૅરિસ્ટર પિતાજી ચારુ ચન્દ્ર દાસ પાસે વૅસ્ટર્ન ક્લાસિકલ મ્યુઝિકની રેકર્ડ્સનો મોટો સંગ્રહ હતો. સામાન્ય રીતે દરેક બ્રાહ્મોસમાજી ઘરમાં બિથોવિનની સિમ્ફનીઓની રેકર્ડ્સ અવશ્ય જોવા મળે. બિજોયાનું બાળપણ અનેક ક્લાસિકલ સિમ્ફનીઓ અને ઑપેરાઓ સાંભળીને વીત્યું હતું. બિજોયાના કંઠથી પ્રભાવિત થયેલા પિતા ચારુ ચન્દ્ર તો દીકરીને પશ્ચિમી સોપ્રાનો સંગીત (ગાયન) શીખવા માટે પૅરિસ મોકલવા માગતા હતા. પણ હજી તેમની વય ઘણી નાની હતી એટલે માંડી વાળ્યું.

મોટાં થતાં રવીન્દ્ર સંગીતની પણ તાલીમ લઈને અચ્છા ગાયક બન્યાં. ચારુ ચન્દ્ર દાસના નિધન પછી ૧૯૩૨માં બિજોયાનું કુટુંબ પટણાથી કલકત્તા રહેવા આવ્યું. થોડો સમય તેમના કાકાના બકુલ બગાનના ઘરમાં રહીને બેલતાલા ઇલાકામાં રહેવા ગયાં. ત્યાં તેમના પાડોશમાં પશુપતિ ચટ્ટોપાધ્યાય નામના ફિલ્મ દિગ્દર્શક રહેતા હતા અને તેમણે જ બિજોયાને તેમની બંગાળી ફિલ્મ *શેષરક્ષા*માં અભિનય કરવા માટે પ્રેરિત કર્યાં હતાં. વર્ષ ૧૯૪૪ની વાત છે, એટલે કે બિજોયા દાસ ત્યારે સત્તાવીસનાં હતાં *શેષરક્ષા*માં તેમણે જીબેન ગાંગુલી, રેવા દેવી, પદ્મા દેવી, અમર મલ્લિક અને મનોરંજન ભટ્ટાચાર્ય જેવા અદાકારો સાથે કામ કર્યું હતું. *શેષરક્ષા*ના કૅમેરામૅન હતા એ વખતના જાણીતા વિભૂતિ લાહા. *શેષરક્ષા* ફિલ્મ માટે બિજોયા રાયે એક ગીત (પ્લે બૅક) પણ ગાયું હતું.

*શેષરક્ષા*નું શૂટિંગ હજી પત્યું નહોતું ત્યાં બીજી બંગાળી ફિલ્મની ઑફર આવી. પી.જી.વોડહાઉસની વાર્તા *લીવ ઇટ ટૂ સ્મિથ* (Leave It To Psmith; P ઉચ્ચારાતો નથી) આધારિત, મણિ ઘોષ-દિગ્દર્શિત બંગાળી ફિલ્મ *સંધ્યા*. થયું એવું કે *સંધ્યા*, *શેષરક્ષા*થી પહેલાં રિલિઝ થઈ હતી. બિજોયાએ પોતે જ કહ્યું હતું કે *સંધ્યા* બહુ જ ખરાબ

ફિલ્મ હતી અને તે તદ્દન ફ્લૉપ ગઈ હતી. *શેષરક્ષા* પણ સારી ફિલ્મ નહોતી. (*આમાદેર કથા*, બિજોયા રાય). ઊગતી અભિનેત્રી બિજોયા માટે આ બધી વાતો નિરાશાજનક હતી. ફિલ્મમાં અભિનયની તક મળતાં તેમણે તેમની અગાઉની સપ્લાય ખાતાની નોકરી પણ છોડી દીધી હતી. સત્યજિત રાયે તેમને હિંમત આપતાં કહ્યું હતું કે જે થયું હતું તે સારું જ થયું હતું. હજી સત્યજિત-બિજોયા લગ્નની ગાંઠે બંધાયેલાં નહોતાં.

બંગાળી ફિલ્મોની નિરાશા બાદ મુંબઈ આવવાનું થયું એ સુખદ જોગાનુજોગ હતો એમ કહી શકાય. બિજોયાનાં મોટા બેન સતીદેવી ત્યારે અલમોડા-સ્થિત ઉદય શંકર કલ્ચરલ સેન્ટરમાં સંગીત શિક્ષક તરીકે કામ કરતાં હતાં તે હવે મુંબઈ આવી ગયાં હતાં. તેમની દીકરી રુમા (ગુહાઠાકુરતા) પણ ત્યાં નૃત્ય શીખતાં હતાં. એક વખત ઉદય શંકર તેમના વૃંદને લઈને મુંબઈ આવ્યા હતા, જેના એક કાર્યક્રમમાં રુમાએ સોલો ડાન્સ પ્રસ્તુત કર્યો હતો. એને જોઈને માલાડ-સ્થિત બૉમ્બે ટૉકિઝ કંપનીનાં દેવિકા રાણી ખૂબ પ્રભાવિત થયાં હતાં. દેવિકા રાણીએ સતીદેવીની પરવાનગી લઈને રુમાને બૉમ્બે ટૉકિઝ નિર્મિત ફિલ્મોમાં અભિનય કરવાની ઑફર આપી. સતીદેવી કબૂલ થયાં અને તેઓ માલાડમાં બંગલો ભાડે લઈને ત્યાં રહેવાં ગયાં. અગાઉ કહ્યું તેમ કલકત્તામાં ફિલ્મ ઉદ્યોગની પરિસ્થિતિ બહુ સારી નહીં હોવાથી બિજોયાને પણ મુંબઈ બોલાવી લીધાં.

બે દિવસની ટ્રેનની મુસાફરી કર્યા બાદ બિજોયા દાસ કલકત્તા / હાવરાથી દાદર સ્ટેશને આવ્યાં ત્યારે તેમને ઉતારવા માટે સતીદેવી ગયાં હતાં. દાદરથી લોકલ ટ્રેન પકડીને આવી ગયાં માલાડ. એ વખતનું લીલોતરીથી છલકાતું પરું માલાડ તો હમણાં કરતાં તદ્દન વેગળું હતું. બૉમ્બે ટૉકિઝના આલિશાન સ્ટુડિઓઝમાં ઘણાં જર્મનો કામ કરતાં હતાં જેના વિશે

રમેશ સેહગલ-દિગ્દર્શિત હિન્દી ફિલ્મ *રેણુકા* (૧૯૪૭)ના પોસ્ટરમાં દેખાતાં વિજયા (બિજોયા) દાસ, છબી સૌ.વિકિમીડિયા કૉમન્સ





*રેણુકા* (૧૯૪૪)માં નવ વર્ષના શશિ કપૂર સાથે વિજયા (બિજોયા) દાસ, છબી સૌ. આમાદેર કથા

કેટલીક વાતો મેં મારા મુંબઈના ગ્યોથ ઇન્સ્ટિટ્યૂટ / મૅક્સ મૂલર ભવન દ્વારા પ્રગટ થયેલા પુસ્તક *ફ્રાન્ઝ ઑસ્ટેન ઍન્ડ ધ બૉમ્બે ટૉકિઝ: અ જર્ની ફ્રોમ મ્યુનિક ટૂ માલાડ* (૨૦૧૩)માં કરી છે.

રુમાનું ભણતર આગળ વધારવા માટે સતીદેવીએ તેને બૉમ્બે ટૉકિઝમાંથી છૂટી કરવા માટે દેવિકા રાણીની પરવાનગી માગી. દેવિકા રાણીએ કમને હા પાડી ત્યાર બાદ તેઓ વાંદરા પશ્ચિમમાં આવેલી સેન્ટ સૅબૅસ્ટિયન કોલોનીમાં આવેલા એક બંગલોના પહેલા માળે રહેવા આવ્યાં. બિજોયા પણ તેમની સાથે હતાં. ૧૯૧૮માં ડેવલપ થયેલી સેન્ટ સૅબૅસ્ટિયન હોમ્સ કો.ઓપ.હાઉઝિન્ગ સોસાયટીએ બે વર્ષ અગાઉ જ તેની શતાબ્દિ મનાવી હતી. બિજોયા જ્યાં રહેતાં હતાં તેની નજીકમાં જ મીનાકુમારીનો બંગલો હતો. અગાઉ કલકત્તાના ન્યૂ થિયેટર્સ અને પછી મુંબઈની બૉમ્બે ટૉકિઝ અને ફિલ્મિસ્તાન જેવી અગ્રણી કંપનીઓના વિખ્યાત ડાયરેક્ટર નીતિન બૉઝનો બંગલો પણ બહુ છેટે નહોતો. નીતિન બોઝ (૧૮૯૭-૧૯૮૬)નાં માતા એટલે સત્યજિતના દાદા ઉપેન્દ્રકિશોર (૧૮૬૩-૧૯૧૫)નાં બેન. આમ બધાં નજીકના સગપણના તાણાવાણાથી બંધાયેલાં હતાં.

વાંદરામાં બિજોયાનો બૉલીવૂડ પ્રવેશ થાય છે. ત્યારે હજી બૉલીહૂડ શબ્દ ચલણમાં નહોતો પણ અહીં વાંદરા ફૅસ્ટિવલ માટે મેં થોડાં વર્ષો પહેલાં બનાવેલી એક કલાકની ફિલ્મ *વાંદરા ઇન બૉલીવૂડ* યાદ આવે છે. બિજોયા દાસ-અભિનિત હિન્દી ફિલ્મોમાં *જનતા* (૧૯૪૭), *રેણુકા* (૧૯૪૭) અને *મશાલ* (૧૯૫૦)નો સમાવેશ થાય છે (વળી એક એવી ફિલ્મ જે કદી રિલિઝ નહોતી થઈ, એ ફિલ્મમાં બિજોયા દાસે ઉર્દૂ કવયિત્રીનો પાઠ ભજવ્યો હતો.) અને રાજકમલ સ્ટુડિયોમાં ગોઠવાયેલી બિજોયા દાસની વી.શાંતારામ સાથેની મુલાકાતનો. રામ પ્રકાશ-દિગ્દર્શિત *જનતા* ફિલ્મ વિશે બહુ જાણકારી નથી મળતી પણ તેમાં લલિતા પવાર મોખરે હતાં. *રેણુકા* ફિલ્મના દિગ્દર્શક હતા રમેશ સેહગલ (ઘણીવાર સેહગલનું

સાયગલ લખાય છે) જેઓ પૃથ્વી થિયેટરનાં નાટકોમાં અભિનય પણ કરતા. તેમણે દિલીપ કુમાર સાથે *શહીદ* (૧૯૪૮) અને રાજ કપૂર સાથે *ફિર સુબહ હોગી* (૧૯૫૮) જેવી સફળ ફિલ્મો બનાવીને મોટું નામ કમાયું હતું. *ફિર સુબહ હોગી*ની પ્રેરણા સેહગલને ફ્યોદોર દોસ્તોવસ્કીની *નવલકથા ક્રાઇમ ઍન્ડ પનિશમેન્ટ*માંથી મળી હતી. *રેણુકા*માં વિજયા દાસે એક ગીત પણ ગાયું હતું. શશિ કપૂર (૧૮ માર્ચ ૧૯૩૮-૪ ડિસેમ્બર ૨૦૧૭)ની શરૂઆતની ફિલ્મોમાં રમેશ સેહગલની ફિલ્મ *રેણુકા*નો સમાવેશ થાય છે.

૧૯૫૦માં રિલિઝ થયેલી બૉમ્બે ટૉકિઝ-નિર્મિત, બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની ૧૮૭૭ની નવલકથા *રજની*-આધારિત અને નીતિન બોઝ-દિગ્દર્શિત ફિલ્મ *મશાલ* પણ બિજોયા દાસની ફિલ્મ અભિનય કારકિર્દીની અગત્યની કૃતિ ગણી શકાય. અશોક કુમાર અને સુમિત્રા દેવીના મુખ્ય અભિનયવાળી *મશાલ* ફિલ્મમાં બિજોયા દાસ સિવાય સતી દેવી, રુમા દેવી, કાનુ રૉય, વગેરે અદાકારો હતાં. હેલન-પૂર્વેના જમાનાની મશહૂર ડાન્સર કુકૂ પણ *મશાલ*માં છે. ૧૯૪૦-૫૦ના દાયકાઓમાં કુકૂ હિન્દી સિનેમાની નૃત્ય-રાણી ગણાતી, કૅબ્રે ડાન્સના બાય-ડિફૉલ્ટ જેવાં દૃશ્યો માટે ફિલ્મ નિર્માતાઓને ઍન્ગલો-ઇન્ડિયન કુકૂ વગર ચાલતું નહીં. તેનું નામ કુકૂ મોરે (૧૯૨૮-૧૯૮૧) હતું.

*મશાલ* ફિલ્મમાં આપણાં સુરતના કેકેના નામે જાણીતા કૃષ્ણકાંત (૧૫ સપ્ટેમ્બર ૧૯૨૨ - ૨૪ ઑક્ટોબર ૨૦૧૬) પણ હતા અને તેમાં આવતાં  કવિ પ્રદીપનાં ગીતોને સ્વરબદ્ધ કર્યાં હતાં. કુમાર સચિન દેવ બર્મન (હા, બૉમ્બે ટૉકિઝની *મશાલ* ફિલ્મમાં પડદા પર આ રીતે ઍસ.ડી. બર્મનનું નામ આવે છે) અને મન્ના ડે. ફિલ્મના પ્રૉડ્યુસર્સ તરીકે અશોક કુમાર અને સાવક વાચ્છાનાં નામો છે. હિમાંશુ રાયના મૃત્યુ બાદ ૧૯૫૦ના વર્ષમાં બૉમ્બે ટૉકિઝનું અસ્તિત્વ ડામાડોળ થઈ ગયું હતું, પણ એ ઇતિહાસની વાત ફરી ક્યારેક.

હવે સુજ્ઞ વાચકો, વી.શાંતારામ

બૉમ્બે ટૉકિઝ-નિર્મિત નીતિન બોઝ-દિગ્દર્શિત ફિલ્મ *મશાલ* (૧૯૫૦)નાં ક્રેડિટ ટાઇટલ્સ, છબી સૌ.સ્ક્રીન શૉટ, કૉલાજ: લેખક



વિશે થોડી વાતો. એક દિવસ મશહૂર ફિલ્મ નિર્માતા-દિગ્દર્શક-અભિનેતા વી.શાંતારામે બિજોયા દાસ / રાયને મુલાકાત માટે રાજકમલ સ્ટુડિયો પર બોલાવ્યાં હતાં. એ દિવસોમાં સત્યજિત પણ મુંબઈમાં હતા. બેઉ નિર્ધારિત સમયે ત્યાં પહોંચી ગયાં. આ બધી વાતો *પથેર પાંચાલી* (૧૯૫૫) પૂર્વેની છે. દોઢ કલાક ચાલેલી મુલાકાતમાં વી.શાંતારામે બિજોયાને જે પ્રશ્નો પૂછ્યા હતા એ બધાના ઉત્તરો બિજોયાએ આપેલા. અને જ્યારે બિજોયાને વી.શાંતારામ તરફથી ઍપોઇન્ટમેન્ટ લેટર મળ્યો ત્યારે તેમને સુખદુ:ખની મિશ્રિત લાગણી થઈ હતી.

સુખ એટલા માટે કે વી.શાંતારામ જેવા દિગ્ગજ સાથે કામ કરવાનો મોકો મળ્યો હતો અને દુ:ખ એટલા માટે કે પૈસાની રીતે તેમના તરફથી અપાયેલી ઑફર એટલી નજીવી હતી કે લગભગ મફતમાં કામ કરવા જેવું જ હતું. એ રીતે કામ કરવા માટે બિજોયાનું મન માન્યું નહીં. વળી તેમને હીરોઇન તરીકે અન્ય કોઈ ફિલ્મમાં તક મળવાની આશા હતી. વી.શાંતારામની ફિલ્મમાં તો નાની ભૂમિકા કરવાની હતી. સત્યજિત સાથે મસલત કર્યા બાદ બિજોયાએ વી.શાંતારામની ઑફરનો વિનયપૂર્વક અસ્વીકાર કર્યો હતો. ❑❑❑

## નલિન રાવળ

રાજેન્દ્ર-નિરંજનની અનુગામી પેઢીના સત્ત્વશીલ કવિ, વાર્તાકાર અને વિવેચક. વૈચારિક સૌંદર્ય સાથે સુકુમાર-સૂક્ષ્મ લય એમનો વિશેષ. 'ઉદ્ગાર' (૧૯૬૨), 'અવકાશ' (૧૯૭૨), 'લયલીન' (૧૯૯૬), આહ્લાદ (૨૦૦૮) એમના કાવ્યસંગ્રહો ઉપરાંત 'સ્વપ્નલોક' (૧૯૭૭) એમનો વાર્તાસંગ્રહ છે. એમણે વિવેચન પણ કર્યું છે. એમને કવીશ્વર દલપતરામ એવોર્ડ (૨૦૧૦), નરસિંહ મહેતા એવોર્ડ (૨૦૧૩) અને રણજિતરામ સુવર્ણચંદ્રક (૨૦૧૩) પ્રાપ્ત થયા છે. એમને હૃદયપૂર્વક અંજલિ.



**(૧૭-૩-૧૯૩૩ - ૫-૪-૨૦૨૧)**

SURVIVAL

JOHN WYNDHAM

# ગમી ગયેલી વાર્તા

☐ શરીફા વીજળીવાળા

## સર્વાઈવલ

**આ**જે વાત જોન વીન્ધામની વાર્તા 'સર્વાઈવલ'ની John Wyndham (૧૯૦૩-૧૯૬૯) હકીકતે John Beynon Harrisનું ઉપનામ છે. Science Fiction (SF)ના તેઓ જાણીતા લેખક છે. SF લખતી વખતે માનવજીવનને નિયંત્રિત કરતાં નૈતિક આચારમૂલ્યો સાથે એમનો નાતો સવિશેષ રહેતો. પરિણામે એમની કૃતિઓમાં જીવનમૂલ્યો-નૈતિક મૂલ્યોનો અકલ્પ્ય સંજોગો સાથેનો ટકરાવ આલેખાયો. અસામાન્ય પરિસ્થિતિમાં, અકલ્પ્ય સંજોગોમાં મુકાયેલ વ્યક્તિ માટે પાયાની નૈતિક વાતોનો કોઈ અર્થ રહેતો નથી. પ્રશ્ન જ્યારે ટકવાનો હોય, અસ્તિત્વનો હોય ત્યારે બાકીનું બધું જ ગૌણ બની જાય છે.

અહીં પસંદ કરેલી વાર્તા 'Survival' કંઈક એવી જ છે. SF પર મુકાતો નર્યા રોમાંસનો આરોપ આ વાર્તા પર નહીં મૂકી શકાય. વાર્તા કંઈક આમ છે: મંગળ પર જવા માટેનું અવકાશયાન ઊપડવાની તૈયારીમાં છે. શ્રીમતી ફેલધામ પોતાના જમાઈ સાથે જવા તૈયાર થયેલી દીકરી એલિસને સમજાવી લેવાની છેલ્લી કોશિશ કરી રહ્યાં હતાં, 'જો તારે બાળક હોત તો તું મારી લાગણીને સમજત... તું મજબૂત અને માથાભારે હોત તો મને ચિંતા ન હોત પણ તું એવી નથી.' પણ એલિસ નથી માનતી. યાન જતું રહે છે. શ્રીમતી ફેલધામ એના પતિને કહે છે: 'તમે કેમ જવા દીધી? હવે આપણે કદી એને જોઈ શકવાનાં નથી. મારી નાનકડી ડરપોક છોકરી.'

બીજા દૃશ્યમાં ફાલ્કન યાનનું અંદરનું દૃશ્ય બતાવાયું છે. જ્યાં કપ્તાન વિન્ટર્સ અને ચાલક અધિકારી વાત કરી રહ્યા છે. એમની વાતચીતનો અર્થ એવો છે કે કશીક ટેક્નિકલ મુશ્કેલીને કારણે ફાલ્કનની દિશા ફંટાઈ ગઈ છે. યાનને

લગતી વાતચીત પછી એ લોકો એલિસ અંગે વાત કરે છે. 'ઘરમાં બેસીને ગૂંથવાને બદલે એ બાઈ અહીં શું કરવા આવી હશે? થોડાક દિવસોમાં એ ઘર માટે હિજરાતી હશે.' ચાલક અધિકારી કાર્ટર કહે છેઃ 'એવું ન પણ હોય. આવી શાંત રહેનારી વ્યક્તિ સાથે દલીલબાજી પણ ન થાય. આવા લોકો સાંભળે બધાનું પણ ધાર્યું પોતાના મનનું જ કરે.'

ફાલ્કન પર ચૌદ પુરુષ અને એક સ્ત્રી હતાં. છ જહાજના કર્મચારી ને બાકીના મંગળ માટે નીકળેલા મુસાફરો. કપ્તાન વિન્ટર્સને સમજાતું નહોતું કે આ લોકોને કઈ રીતે જણાવવું કે હવે તેઓ કદી મંગળ પર પહોંચી શકવાના નથી. એમનું યાન હવે મંગળ ફરતા આંટા જ મરવાનું છે. પૃથ્વી પરથી બીજી કોઈ મદદ નહીં આવે ત્યાં સુધી તેઓ ભગવાન ભરોસે છે. કપ્તાન વારેવારે પેલી સ્ત્રી વિશે પણ વિચારતા હતા. એ દેખાય છે શાંત પણ એવી હશે નહીં. આ સ્ત્રીઓ પણ ખરા વિચિત્ર જીવો હોય છે!

કપ્તાન વિન્ટર્સની વાત સાંભળીને સૌ ચિંતામાં પડી ગયા. જાતભાતના સવાલો પછી એક મહત્ત્વનો સવાલ આવ્યોઃ 'આપણે કેટલા સમય સુધી ટકી શકીશું?' કપ્તાનનો જવાબ છેઃ 'લગભગ સત્તરથી અઢાર અઠવાડિયાં સુધી ટકી શકીશું. આપણા સારા નસીબે હવાની ચિંતા કરવાની જરૂર નથી. હવા ફરીથી ઉત્પન્ન કરવાની વ્યવસ્થા છે. પાણીનું રેશનિંગ કરવું પડશે. આપણી સૌથી ગંભીર ચિંતા રહેશે ખોરાક બાબતે...'

કપ્તાનને એલિસની ચિંતા હતી એની હાજરી મુશ્કેલીઓનું કારણ બનશે એવું એમને લાગતું હતું. લગભગ ત્રણ મહિના સુધી તો બધાનો નૈતિક જુસ્સો ટકી રહ્યો પણ પછી તે પોતાને મળતો ખોરાક અકરાંતિયાની જેમ ખાઈ જનારા, બીજાને મળતા ખોરાક પર બિલકુલ શંકાની બંદૂક તાણીને ઊભા રહેતા થઈ ગયા. બધાનાં હૃષ્ટપુષ્ટ શરીર હવે સુકાઈને સોટી જેવાં થઈ ગયાં હતાં. એમના ચહેરાનાં હાડકાં ઊપસી આવ્યાં હતાં. કપ્તાન વિન્ટર્સે કલ્પી હતી એના કરતાં પરિસ્થિતિ બદતર હતી. અને અથડામણને કારણે માંસના ઘણા ડબ્બા દબાઈ ગયા હતા અને હવે સડીને દુર્ગંધ ફેલાવી રહ્યા હતા. કોઈને ખબર ન પડે એ રીતે આ ગંદવાડો બહાર ફેંકવો અનિવાર્ય હતો નહીંતર આ અકરાંતિયાઓ હોંશે હોંશે એ ગંદવાડો પણ ખાઈ જાય. સત્તરેક અઠવાડિયાં તો થઈ ગયાં હતાં. હવે રેશન ઓછું

**જોન વીન્ધામ**



કર્યા વગર છૂટકો જ નો'તો.

જહાજના મુખ્ય ઇજનેર જેવોન્સ અને બાઉમેન યાનને ઠીક કરવા રાત દિવસ મહેનત કરતા હતા. બાઉમેનના મૃત્યુ પછી જેવોસે પ્રયત્નો છોડી દીધા. યાનની સમાંતરે ઊડતા બાઉમેનના મૃતદેહને યાનની અંદર લઈ કામચલાઉ ધોરણે એક જગ્યાએ રાખવામાં આવ્યો. આમ પણ રેફ્રિજરેશન પ્લાન્ટ ખોરાક માટે ચાલતો જ હતો.

કપ્તાન પોતાની નોંધપોથીમાં રોજિંદો ઘટનાક્રમ લખતા હતા ત્યારે જ બરાબર એલિસ એમને મળવા આવી. એ સાવ સુકાઈને સોટી થઈ ગઈ હતી. કપ્તાનને ફરીથી એની દયા આવી. 'તમારા માટે હું શું કરી શકું?' એવું એક-બે વાર પુછાવા છતાં એલિસ આંગળા મરડતી રહી, બોલવા મથતી રહી. એને જે કહેવું હતું તે એ કહી નો'તી શકતી. કપ્તાનના વારંવાર પૂછ્યા પછી માંડમાંડ એ બોલી, '... ખોરાકનું પ્રમાણ... કપ્તાન મને પૂરતું ખાવાનું નથી મળતું...'

કપ્તાને અકળાઈને જવાબ આપ્યો, 'આપણામાંથી કોઈને નથી મળતું...'

'હું જાણું છું... પણ... પણ... ગઈ કાલે બાઉમેન મરી ગયો... જો એના ભાગનું ખાવાનું મને આપી શકાય તો...'

કપ્તાનને ભયાનક આઘાત લાગ્યો. આવી ક્રૂર વાત કરનાર તરફ અવાચક થઈને તાકી રહ્યા. પણ એલિસની આંખમાં ન'તો ડર હતો ન શરમ. કપ્તાન આઘાત અને ગુસ્સાના માર્યા બોલી નથી શકતા. પણ અકળાઈને છેવટે બોલ્યા, 'બાઉમેનના મૃત્યુને આપણા સૌ માટે એટલો જ અર્થ થાય કે આપણે સૌ થોડો વધુ સમય ટકી શકીશું. તમે હવે અહીંથી જાઓ તો સારું.' પણ પેલી બેઠી હતી ત્યાં જ બેઠી રહી. કપ્તાનને લાગ્યું કે પાળેલી બિલાડી જાણે કે વાઘણ થઈ ગઈ હતી. થોડી દલીલો, તણખા ઝર્યા પછી એલિસ કઠોર અવાજે કહે છે, 'કપ્તાન મારા તરફ જુઓ.' કપ્તાને ધ્યાનથી જોયું. એ સ્તબ્ધ થઈ ગયા.

'હં... તમે જોયું તે? તમારે મને વધારે ખાવાનું આપવું જ પડશે. મારા સંતાનને જીવવાની તક મળવી જ જોઈએ.' કપ્તાન સ્તબ્ધ થઈ ગયા હતા એટલે એલિસ આગળ બોલી, 'તમે આને અન્યાય ન કરી શકો. હું બેજીવસોતી છું એટલે મને વધારે ખોરાકની જરૂર પડવાની. તમારે મને વધારે ખાવાનું આપવું જ પડશે... આપવું જ પડશે... મારું બાળક જીવવું જ જોઈએ... કોઈ પણ હિસાબે જીવવું જ જોઈએ'

એલિસના ગયા પછી કપ્તાન વિન્ટર્સે કપાળ લૂછ્યું. ખાનગી ખાતું ખોલીને, સંતાડી રાખેલી વ્હીસ્કીની બાટલીમાંથી જરાક અમસ્તી પ્યાલામાં રેડી, પીધી પછી વિચારે ચડ્યા. 'એના બાળકને જનમવાની કોઈ શક્યતા જ નથી.' એવું

એને કહી દઉં? પણ તો પછી બધાને ખબર પડી જશે પછી?' કપ્તાને ઉપરના ખાનામાંથી પિસ્તોલ કાઢી. પછી 'હજી વાર છે' કહીને પાછી મૂકી દીધી. જો આ બધાને ખબર પડી જાય કે બહારના પાટિયા પર હિંમત આપતા જે અહેવાલ લગાવાતા એ બધા બનાવટી હતા, જો એમને ખબર પડી જાય કે પૃથ્વી પરથી કોઈ પણ એમને બચાવવા નીકળ્યું જ નથી તો?

બાઉમેનનો ઓળખપટ્ટો લેવા મોકલેલો માણસ સાવ ધોળી પૂણી જેવો થઈને પાછો આવ્યો. કપ્તાને વિચારોને હડસેલીને કહ્યું, 'સોરી કાર્ટર, મારે તને નો'તો મોકલવો જોઈતો. હું જાતે જ આ કરી શક્યો હોત. પણ તું આમ કાંપે છે કેમ?' થોથવાતા, કાંપતા અવાજે કાર્ટરે એક ધડાકે કહી દીધું: 'એને એક પણ પગ નથી સાહેબ...'

'અક્કલ વગરની વાત ન કર... એને અંદર લાવવામાં આવ્યો ત્યારે હું ત્યાં જ હતો, ને તું પણ ત્યાં જ હતો. એના બેઉ પગ બરાબર જ હતા.'

'હા સાહેબ, એ વખતે પગ હતા, પણ અત્યારે એના પગ નથી.'

'હે ઈશ્વર...?' કપ્તાનની આંખોમાં પણ ભય ફરી વળ્યો.

રેફ્રિજરેશન વિભાગમાં સામસામા ગોળીબારમાં કપ્તાન અને કાર્ટર ઉપરાંત બીજા બે માણસના મૃત્યુ થયા પછી વધેલા લોકો અંદરોઅંદર વાતો કરે છે:

'હું ધારું છું કે આ બધા આપણને ઘણા લાંબા સમય સુધી ચાલશે.'

'જો, પહેલા બાઉમેન હતો, પછી પેલા ચાર પછી આ બે... કુલ સાત તો થયા.'

'હવે આપણે ચિઠ્ઠીઓ નાખીશું. દરેકે ચિઠ્ઠી ઉપાડવાની રહેશે. એક ચિઠ્ઠી પર ચોકડીની નિશાની છે. કુલ નવ ચિઠ્ઠી...'

પણ એલિસ તરત જ કહે છે 'નવ નહીં આઠ...'

'ઓ... હો... અત્યાર સુધી તું અમારી સાથે બરાબરની હિસ્સેદાર રહી અને હવે તું આ રમતમાં ભાગ લેવા નથી ઇચ્છતી કેમ?'

'ના, જે ચોકડીવાળી ચબરખી ખેંચે તેણે મરવાનું એવી છે ને તમારી રમત?'

'હા, પણ બધાના ભલા માટે જ તો છે આ યોજના.'

'પણ મારે ચિઠ્ઠી ખેંચવી પડે તો બે જીવે મરવું પડે. એ વાજબી છે? મારા બાળકને જીવવાનો અધિકાર છે ને બીજી એક વાત સાંભળો. રેડિયો નકામો થઈ ગયો એ પહેલાં કપ્તાને પૃથ્વીના લોકોને મારા સમાચાર આપ્યા હતા. હવે દુનિયાના લોકોને સૌથી વધુ મારામાં રસ છે. એમના માટે હું અસાધારણ ઘટના છું. મારી મુલાકાત માટે ત્યાં પડાપડી થાય છે. એ લોકોને મારા બાળકમાં પણ એટલો જ રસ છે... ધારો કે તમે બાઉમેન, મારા પતિ કે કપ્તાન વિન્ટર્સ કે બાકીના તમામ માટે વાર્તા ઘડશો કે યાનના સમારકામ દરમિયાન વિસ્ફોટ થયો ને એ લોકો... પણ તમે મારા વિશે શું કહેશો? શો ખુલાસો આપશો? તમને ફાંસીએ ચડાવશે કાં તો એવું પણ બને કે તમને બધાને જીવતા બાળી મૂકે.' એલિસે બોલવાનું બંધ કર્યું. બધાના ચહેરા પર એક કુરકુરિયાએ કરેલા ઘાતકી આક્રમણનો આઘાત હતો.

અને હવે પછીના દશ્યમાં પૃથ્વી પરથી આ યાનને મદદ કરવા આવેલ બીજા યાનની અંદર ચાલતી વાતચીતનો સાક્ષી થાય છે વાચક. જ્યાં કપ્તાનને ચાલક બૂમ પાડીને કહે છેઃ 'આ એ જ યાન છે. પણ બધાં બારણાં બંધ છે. અંદર કોઈ જીવતા હોવાની શક્યતા લાગે છે કપ્તાન?'

કપ્તાન કહે છેઃ 'મને તો કોઈ શક્યતા નથી દેખાતી. આપણે માત્ર ડાઘુ છીએ.' આ નવા યાનની ગતિને ફાલ્કન યાન સાથે બરાબર મેળવીને ચુંબકની મદદથી મહામહેનતે બેઉ યાનને નજીક લાવવામાં આવ્યાં. પછીથી કપ્તાન, એક અધિકારી અને દાક્તર ત્રણેય અવકાશ પોશાક પહેરીને ફાલ્કનના પ્રવેશદ્વાર બાજુ ગયા. દાક્તરને નવાઈ લાગી કે અંદરની હવા બિલકુલ બરાબર છે. પણ જગ્યા આખી વાસ મારતી હતી. ફાલ્કનની ગતિને કારણે અંદરની દરેક ચીજ વેરવિખેર હતી. દશ્ય ભયાવહ હતું. કપ્તાન પૂછે છેઃ 'દાક્તર તમને લાગે છે કોઈ જીવતું હોય?' પણ

દાક્તર તો સામેના ભાગે પડેલા મોટા, સાફ અને તોડી કઢાયેલાં હાડકાં ભણી તાકી રહ્યા હતા. કપ્તાને દાક્તરને કોણીથી હલાવ્યા. દાક્તરે એકદમ જ અસ્વસ્થ અવાજે કહ્યું: 'કપ્તાન પેલાં, માણસની જાંઘનાં હાડકાં છે...' પછીની કેટલીય ક્ષણો તેઓ એ બિહામણા અવશેષોને તાકી રહ્યા. અચાનક જ એક પાતળા, ચંચળ અવાજે ફાલ્કન પરની ચુપકીદીને તોડી. સામે એક સ્ત્રી એના બાળકને ધીરે ધીરે હાથમાં ઝુલાવી રહી હતી અને હાલરડું ગાઈ રહી હતી. બાળક હસતું હતું. બારણું ઊઘડવાના અવાજથી એનું ગીત અધવચ્ચે કપાઈ ગયું. એકાદ બે પળ એ સ્ત્રી આવનારા ત્રણેયની સામે ખાલીખમ નજરે તાકી રહી. પછી એની આંખો ચમકી ઊઠી. એણે બાળકને છોડી દીધું જે હવા મધ્યે તરતું રહ્યું. સ્ત્રીએ ઓશીકા તળેથી પિસ્તોલ ખેંચી. ઉંબરામાં ઊભેલા માણસો સામે પિસ્તોલ તાકીને એ બોલી 'જો બેટા, ત્યાં જો... ખાવાનું મજેદાર ખાવાનું આવ્યું...'

વાર્તાના અંતે આઘાતનો માર્યો વાચક ડઘાઈ ન જાય તો નવાઈ. માનવમૂલ્યોનો અહીં છેદ ઊડી ગયેલ છે. આપણે અહીં અમાનવીયકરણની પરાકાષ્ઠા જોઈ શકીએ છીએ. 'Survival of the fittest' વાળી વાતનો પણ અહીં છેદ ઊડી ગયો છે. જે સૌથી રાંક દેખાતી હતી એ જીવી જાય છે. કોઈને કદાચ વાર્તાના આરંભે મુકાયેલા લાંબા સંવાદો બિનજરૂરી લાગે. પરંતુ આ સંવાદ દ્વારા સતત એક વાત પર ભાર મુકાયો છે કે એલિસ કોમળ છે, ડરપોક છે, રાંક છે, ઢીલી છે. પણ ખરેખર એવું છે નહીં. પલટાયેલી પરિસ્થિતિ સામે ટકી રહેવા એ ખૂનખાર થઈ શકી છે. એણે આરંભે એની માને કહ્યું હતું, 'તું માને છે એટલી સારી રીતે તું મને નથી ઓળખતી' એ વાત સાચી ઠરે છે. માએ એને કહેલું, 'તારે જો એકાદ સંતાન હોત તો તું મારી વાત સમજત! પછીથી આ વિધાન કેવી વક્રતા ધારણ કરે છે? એલિસ પોતાના સંતાન માટે થઈને પતિને પણ નથી બક્ષતી. ટૂંકી વાર્તાનો સર્જક હંમેશાં કેન્દ્રવર્તી પાત્ર તરફ આપણું ધ્યાન કેન્દ્રિત કરવાનો. અહીં કપ્તાન પણ સતત એલિસની જ વાતો કર્યે જાય છે. કપ્તાનની આવી વાતો આપણને અપ્રતીતિકર પણ નથી લાગતી. આવા સ્થળે, આટલા પુરુષો વચ્ચે એકલી રહેતી સ્ત્રી વાતોનો વિષય તો બને જને? જે લોકો એને બચાવી શકત એ જ સૌ પહેલાં ભોગ બનવાના એ પણ કેવી વક્રતા?

મને આ વાર્તાના શીર્ષક Survival માટે અનેક પર્યાય વિચાર્યા છતાં કોઈ યોગ્ય શીર્ષક મળ્યું નથી. કોઈને વાર્તા વાંચીને સૂઝે તો જણાવવા વિનંતી છે.



# કેમ સખી ચીંધવો પવનને-૪૮



☐ અનિલ રમાનાથ જોશી

**વ**ર્ષો પહેલાં હું પહેલીવાર અમેરિકા ગયો ત્યારે કવિ ઉદયન ઠક્કર મારી સાથે હતા. રોચેસ્ટરમાં ડો. અશોક શાહને ઘેર અમારો કાર્યક્રમ યોજાયો હતો. કવિમિત્ર પ્રીતમ લખલાણીની મહેમાનગતિ પણ અમે માણી હતી. એ વખતે ડો. અશોક શાહે મને વિનંતી કરી કે તમે મુંબઈ પાછા જાઓ ત્યારે મારું એક સંપેતરું મોરારજીભાઈ દેસાઈને પહોંચાડશો? બહુ વજન નથી. માત્ર આફ્ટર શેવ લોશનની બોટલ છે. મેં બહુ આશ્ચર્યથી પૂછ્યું: "આફ્ટર શેવ લોશન અને મોરારજીભાઈ? તમે મોરારજીભાઈને કેવી રીતે ઓળખો?" આ સાંભળીને અશોક શાહે મને વિગતે વાત કરતાં કહ્યું : "હું મુંબઈમાં ભણતો હતો. ડોક્ટર થયો. ઘરની આર્થિક સ્થિતિ બહુ સારી નહોતી. મારી ઇચ્છા અમેરિકા આવીને વધુ ભણવાની હતી. આ માટે મને 15000 રૂપિયાની જરૂર હતી. કોઈ મને મદદ કરવા તૈયાર નહોતું. મારે નોકરી લઈને ઇન્ડિયામાં જ રહેવું પડે એવા સંજોગોમાં હું મુકાઈ ગયો. આગળ ભણવા માટે અમેરિકા જવાનું સ્વપ્ન તૂટી ગયું. પંદર હજાર રૂપિયા મને કોઈ આપતું નહોતું. એક દિવસ અંતિમ તુક્કા તરીકે મને વિચાર આવ્યો કે મોરારજી દેસાઈ દેશના નાણાંપ્રધાન છે એની પાસે જ મારે પત્ર લખીને પંદર હજાર રૂપિયા શા માટે ના માગવા? પછી મેં મોરારજીભાઈને પત્ર લખ્યો. એમાં મેં પંદર હજાર રૂપિયાની લોનની માગણી કરી, મને બહુ આશા નહોતી. નાણાંપ્રધાન પાસે મારો પત્ર વાંચવાનો સમય જ ક્યાં હોય કે તે મને મદદ કરે? હું તો નોકરીએ લાગી ગયો. આગળ ભણવા અમેરિકા જવાના સ્વપ્નને મેં દફનાવી દીધું. પછી એકાદ મહિના પછી મારા નામે ટપાલ આવી. મેં ખોલીને જોયું તો મોરારજીભાઈનો પત્ર હતો. એ પત્રમાં લખ્યું હતું : "હું દેશનો નાણાંપ્રધાન છું એટલે પ્રજાના પૈસાનો ટ્રસ્ટી છું. પ્રજાના પૈસામાંથી હું તમને એક પાઈની મદદ કરી શકું નહિ, પણ મારી પોતાની જે અંગત બચત છે એમાંથી તમને પંદર હજારનો ચેક મોકલું છું." આ

પત્ર વાંચીને હું ભાવવિભોર થઈ ગયો. મારા જેવા એક અજાણ્યા યુવાનને દેશના નાણાંપ્રધાન એની અંગત બચતમાંથી મને 15000નો ચેક મોકલે છે? પછી હું અમેરિકા આવ્યો. ભણ્યો. ખૂબ કમાયો. ભારત આવીને હું મોરારજીભાઈને ખાસ મળવા ગયો. એમણે મને ઓળખ્યો નહિ. મેં મોરારજીભાઈ પાસેથી લીધેલા પૈસા એમને પાછા આપતાં બધી વિગતે વાત કરી પણ મોરારજીભાઈ તો બધું ભૂલી ગયા હતા. મને આપેલા પૈસા પણ એમને યાદ નહોતા. મોરારજીભાઈએ મારી પાસેથી રૂપિયા લીધા જ નહિ. ફક્ત એટલું જ કહ્યું, "તને જ્યારે જરૂર હતી ત્યારે મેં તને પૈસા આપ્યા હતા, હવે તું કોઈ ગરીબ યુવાનને આગળ ભણવા માટે પૈસાની જરૂર પડે તો આપી દેજે. હું એમ માનીશ કે તેં મને જ પૈસા પાછા આપ્યા છે." નેતાની મોટાઈ કેવી હોય છે એનો સાક્ષાત્કાર મને એ જ ક્ષણે થઈ ગયો. મને ખબર છે કે મોરારજીભાઈને આફ્ટર શેવ લોશનનો શોખ છે એટલે મેં તમને આ નાનકડું સંપેતરું મોરારજીભાઈને પહોંચાડવા આપ્યું છે." અશોક શાહની આ વાત સાંભળીને મને ખાતરી થઈ ગઈ કે નેતાની મોટાઈ નાના પ્રસંગોમાં જ પ્રગટ થતી હોય છે. અમેરિકાથી મુંબઈ પાછો આવ્યો ત્યારે પહેલું કામ મોરારજીભાઈને સંપેતરું પહોંચાડવાનું હતું. એ દિવસોમાં મિત્ર ગુણવંત શાહ મુંબઈમાં હતા. ગુણવંત શાહને પણ મોરારજીભાઈને મળવું હતું એટલે એક સાંજે હું અને ગુણવંત શાહ મોરારજીભાઈને ઘેર મળવા ગયા. ગુણવંત શાહ સાથે મારી મૈત્રી. એ વખતે 'સમકાલીન' અખબારના તંત્રી હસમુખ ગાંધીએ ફોન કરીને મને કહ્યું હતું: "તમે ગુણવંત શાહને કહોને કે સમકાલીનમાં કોલમ લખે." મેં ગુણવંત શાહને કહ્યું અને એમણે કોલમ પણ લખી એવું મને યાદ છે. મેં ડો. અશોક શાહનું સંપેતરું મોરારજીભાઈને પહોંચાડ્યું પણ મોરારજીભાઈને કશું યાદ નહોતું. એ દિવસોમાં મોરારજીભાઈ વડાપ્રધાનપદ ભોગવી ચૂક્યા હતા. મોરારજીભાઈ સાથે મારો સંબંધ પણ રહ્યો છે. તેઓ જ્યારે "મારું જીવનવૃત્તાંત" લખી રહ્યા હતા ત્યારે હું એમને મદદ કરવા એમને ઘેર 'ઓશિયાના'માં જતો હતો. કોઈવાર વેણીભાઈ પુરોહિત જતા. હું કોમર્સની ઓફિસમાં નોકરી કરતો હતો.

આટલો ફ્લેશબેક જોયા પછી મારી અમેરિકાની યાત્રા ઉદયન ઠક્કર સાથે બહુ આનંદદાયક રહી. અમે ખૂબ રખડ્યા, અમેરિકામાં વસતા યુવાન કવિ ચંદ્રકાન્ત શાહના નિમંત્રણથી અમે અમેરિકા ગયા હતા. ચંદુ શાહ અને આદિલ મન્સૂરીનું સાહચર્ય અમારા માટે યાદગાર બની ગયું હતું. અમારી સાથે ઉદયનનાં બા પણ હતાં, એટલે મા સાથેની મુસાફરી સલામત જ હોય. વિવિધ નગરોમાં ફરીને અમે ખૂબ કવિતાઓ વાંચી લાસવેગાસ પણ ગયા. જુગાર રમ્યા. અનેક ડોલર જીત્યા

અને અનેક ડોલર હાર્યા. અમારી પછીની પેઢીમાં ઉદયન ઠક્કર અલગ મિજાજનો કવિ છે કારણ કે તે ખૂબ વાંચે છે. પૂર્વ અને પશ્ચિમનું સાહિત્ય એટલું બધું વાંચે કે એની સાથે ડાયલોગ કરવાનું સહજ આનંદ આપે. જે મિત્રો ખૂબ વાંચે છે એની સાથે જ મારી કેમેસ્ટ્રી બહુ જામી જાય છે, બાકી બીજાઓ સાથે વ્યવહાર પૂરતો સંવાદ હોય છે. ઉદયનની સેન્સ ઓફ હ્યુમર પણ ગજબની છે. હેમેન શાહ સરસ કવિ પણ તે માત્ર ગઝલમાં જ લોકડાઉન થઈ ગયો. એની ગઝલોમાં પોતાનો અવાજ. લોકપ્રિય થવાના કોઈ ધખારા નહિ. આ બન્ને મિત્રોની સર્જકતા મેં આત્મીયતાથી જોઈ છે, એનો સાક્ષી છું. પછી લંડનમાં થોડો હોલ્ટ કરીને અમે મુંબઈ પાછા આવી ગયા. એ પછીનાં વર્ષોમાં દોસ્ત રમેશ પારેખ એના મિત્રો સાથે અમેરિકા ગયો. એના પત્રો દ્વારા હું જાણતો હતો કે રમેશ ડિપ્રેશનમાં છે. મેં રમેશને ફોન પર કહ્યું: "તને હવાફેર થશે. એક નવું વિશ્વ તારી સામે ઊઘડી જશે." રમેશ એના નજીકના દોસ્તો સાથે અમેરિકા ગયો. પરંતુ મને અમેરિકાના મિત્રો દ્વારા ખબર પડી કે એનું ડિપ્રેશન ઊલટાનું વધી ગયું. કશું બોલે જ નહીં. માંડ માંડ અમેરિકાની યાત્રા પૂરી કરીને એ પાછો આવી ગયો. એની તબિયત અને ડિપ્રેશન વિષે હું જાણતો હતો. રમેશની તબિયત બરાબર રહેતી નહોતી. એ પછી વર્ષો બાદ મેં શિકાગોના જિગરી દોસ્ત અશરફ ડબાવાલાને વાત કરી : "રમેશને થોડીક હાર્ટની તકલીફ હોય એવું લાગે છે. એન્જ્યોગ્રાફી કરાવી નથી. તે ડિપ્રેશનમાં બહુ રહે છે. અમેરિકા આવીને શિકાગોમાં જો એની ઉચિત સારવાર થાય તો વધુ સારું." અશરફે તરત મારી વાત સ્વીકારી લીધી. એ પછી મેં રમેશને સમજાવ્યો : "તું મારી સાથે અમેરિકા ચાલ, આપણે અંતિમયાત્રા પહેલાની થોડીક મુસાફરી સાથે કરી લઈએ." રમેશ આખરે તે તૈયાર થયો. બીજી બાજુ અશરફે જરૂરી પેપર્સ મોકલી આપ્યા. વિઝા માટે રમેશે એપ્લાય કર્યું પરંતુ કોઈ અકળ કારણોસર રમેશને વિઝા ના મળ્યો. એ વખતે રમેશે મને કહ્યું : "અનિલ હવે હું તારી સાથે લંડન આવીને રહીશ. સંકેતને મેં નાનાથી મોટો થતો જોયો છે એટલે મને બહુ ફાવશે." બીજી બાજુ અશરફે રમેશ માટે સહુ તૈયારી રાખી હતી પરંતુ અમેરિકા જવાનો યોગ થયો નહિ. એ પછી કાર્યક્રમ તો ગોઠવાઈ ગયો હતો એટલે શોભિત દેસાઈ સાથે હું અમેરિકા ગયો. ખૂબ મજા કરી પણ મારા અને અશરફના દિમાગમાંથી રમેશ ખસતો નહોતો. રમેશની તબિયત વિષે બહુ વ્યથિત હતા. એની વે, જે થવાનું હતું તે થઈ ગયું. આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે. જિંદગીને તમે મૂઠીમાં પકડી શકતા નથી. મિત્રો તો અનેક મળે છે, સાચી મૈત્રી ત્યારે જ ટકે છે જ્યારે એકબીજા સાથે ઝઘડો કરવાનું સ્વાતંત્ર્ય સલામત હોય. બાકીના મિત્રો તો ભાગ્યના

ખેલ હોય છે.

વર્ષો વીતતાં ગયાં. એક દિવસ બપોરે મને ભરત કાપડિયાનો છેક બેંગલોરથી ફોન આવ્યો : "રમેશ પારેખ નો મોર." એ ક્ષણે હું ભારતીય વિદ્યાભવનની એક મિટિંગમાં બેઠો હતો. હું હબકી ગયો. સમય બપોરનો હતો, વિમાનની ટિકિટ મળતી નહોતી. હું જઈ ના શક્યો. એ પછી સુરેશ દલાલનો તરત ફોન આવ્યો: "અનિલ, અમદાવાદમાં રમેશને હાર્ટ એટેક આવ્યો પણ એને અમદાવાદથી રાજકોટ મોટરમાં બેસાડીને શું કામ લઈ ગયા? એ સમયે અનિલ તારા જેવો મિત્ર હાજર હોત તો એનું બાવડું ઝાલીને તરત અમદાવાદની હોસ્પિટલમાં દાખલ કરી દીધો હોત." મારી પાસે આનો કોઈ જવાબ નહોતો. હું ચૂપ રહ્યો. મને પણ થોડું ડિપ્રેશન આવી ગયું. હું તરત ભવનથી સીધો મારે ઘેર પહોંચી ગયો. દિવસો વીતતા ગયા. હું અંધેરીમાં મનીષ શ્રીકાંત સાથે ભવનનું સાંસ્કૃતિક સેન્ટર કઈ રીતે બનાવવું એની યોજનામાં સક્રિય હતો. સલાહકાર તરીકે વ્યસ્ત હતો. એ પછી લલિત શાહ અને એની ટીમ બરાબર તૈયાર થઈ ગઈ એટલે એ બધું છોડીને લંડન જવાનું મેં નક્કી કર્યું. રમેશ ગયો એનું મારું ડિપ્રેશન વધતું જતું હતું. મેં લંડન જવાની પૂરેપૂરી તૈયારી કરી લીધી.

એવામાં દૃશ્ય બદલાય છે : એક દિવસ પાલો આલ્ટોથી માત્રા મજુમદારનો ફોન આવે છે: "હું મુંબઈ આવી છું. મારે એક સંપેતરું તમને આપવાનું છે એટલે કાલે બોરીવલી આવીશ." મને બહુ નવાઈ લાગી કે કોણે મને સંપેતરું મોકલ્યું હશે?" બીજો દિવસ ઊગ્યો. મારું મન હવે મુંબઈમાં લાગતું નહોતું. એવામાં ડોરબેલ વાગી. બારણું ખોલ્યું તો માત્રા એક પ્લાસ્ટિકની થેલી લઈને ઊભી હતી: "માત્રા અંદર આવી કે તરત મારા હાથમાં સંપેતરું મૂકતાં બોલી: "રમેશભાઈ પહેલા અમેરિકા આવ્યા હતા ત્યારે મારે ઘેર રહ્યા હતા. ખૂબ કવિતાઓ વાંચી. થોડીક ખરીદી પણ કરી. એ પછી રમેશભાઈ એક થેલી મારે ઘેર ભૂલી ગયા હતા. મારું ધ્યાન એ થેલી પર ગયું. મેં જોયું તો એમાં એક નવીનક્કોર લૂંગી હતી. મેં તરત રમેશભાઈને ફોન કરીને પૂછ્યું : "તમે નવી લૂંગી ભૂલી ગયા છો. તમને ક્યાં પહોંચાડું?" રમેશભાઈએ તરત કહ્યું : "એ લૂંગી તમે મુંબઈ અનિલને જ પહોંચાડજો. બીજા કોઈને આપતાં નહિ." આટલું કહીને માત્રએ મારા હાથમાં રમેશનું સંપેતરું મૂકી દીધું.

**[ક્રમશઃ]**

**સુધારો :** એપ્રિલ ૨૦૨૧ના અંકમાં પૃ. ૪૧ ઉપરની ફોટોલાઈનમાં પરિવારનો કુટુંબમેળો અને પૃ. ૪૫ ઉપર ફોટોલાઈનમાં જુવાનસિંહ જાડેજા સાથે અરુણાબહેન એમ સુધારીને વાંચવું. - સં.

[પૃ. ૪૨થી ચાલુ]
ગઝલ જેમ છપાઈ એમ એ રજૂ નથી કરવાની. ગઝલ રજૂ કરવાની પણ એક કળા છે. એટલે રજૂઆત તો જોઈશે જ, રજૂઆતમાં નબળા હશો તો નહીં ચાલે. આ પહેલો નિયમ છે. મને એક બહુ સરસ પ્રસંગ યાદ આવે છે. ૧૯૮૨માં હું બે દિવસ કાવ્યપઠન કરવા માટે સિંગાપોર ગયો હતો. પણ એમાં એવું થયું કે ધીરે ધીરે કરતાં હું પંદરેક દિવસ રોકાઈ ગયો અને એ લોકોએ મારું કાવ્યપઠન પંદર દિવસ કરાવ્યું. આ પહેલો પ્રસંગ હતો જ્યારે કોઈ કવિને કાવ્યપઠન માટે પંદર દિવસ રોકે. એ લોકોએ કહ્યું કે પહેલી વાર ગુજરાતી ભાષામાં આટલું બધું કામ થાય છે અને ગુજરાતી ભાષામાં આવી આવી ગઝલો લખાઈ છે એની અમને ખબર પડી. હા, શાયર મુશાયરાઓમાં ગઝલ રજૂ કરતાં કરતાં શરૂઆતમાં થોડો નીચે ઊતરે છે ખરો. પણ એ એટલો જ નીચે ઊતરે, એટલો જ વાંકો વળે, જ્યાંથી પ્રેક્ષકનો હાથ પકડીને એને ઉપર ખેંચી લેવાય. પ્રેક્ષકનો હાથ પકડીને આપણે એને આપણી નજીક, ઉપર લેવાનો છે. આપણે એની જોડે નીચે ઊતરી જવાનું નથી. શાયરે આટલી કાળજી તો રાખવી જ જોઈશે. પણ હા, મનોરંજનના તત્ત્વમાં તાળીઓની ટેવ પડી જાય તો આવું થાય છે. બાકી ઓડિયન્સ બહુ જ સજ્જ અને સમજુ હોય છે અને ઘણી બધી ગઝલો ઓડિયન્સને કંઠસ્થ



પણ હોય છે.

*પ્રશ્ન: આપની કેટલીક ગઝલો સ્વરબદ્ધ પણ કરાઈ છે. કોઈ ગઝલકાર પોતાની ગઝલોનું સ્વરાંકન સાંભળે ત્યારે એ પોતાની રચનાઓને કેવી રીતે અનુભવે?*

મારી ગઝલોના જે સ્વરાંકનો થયાં છે એ મને ખૂબ ગમ્યાં છે. પણ મજાની વાત એ છે કે મારી બધી જ ગઝલોનાં સ્વરાંકનો મને પરદેશમાં કોઈક ગુજરાતીએ સંભળાવેલાં છે. ત્યાં હું ગયો હોઉં અને મને પૂછે કે 'તમે આ સાંભળી છે તમારી ગઝલ?' અમર ભટ્ટે સરસ સ્વરાંકનો કર્યાં છે, ઓસમાણ મીરે અને પુરુષોત્તમ ઉપાધ્યાયે ગાયાં છે. આમ તો પરદેશની ભૂમિમાં આપણને કોઈ ગુજરાતી બોલનાર મળી જાય તોયે આપણને આશ્ચર્ય થાય તો આ તો પરદેશમાં આપણને આપણું કંઈક સાંભળવા મળે તો એનો આનંદ કંઈક જુદો હોય. મારાં સ્વરાંકનો સાંભળીને સારું લાગે છે કે સંગીત દ્વારા હું લોકો સુધી પહોંચ્યો. કારણકે કવિતા છપાઈને કે મુશાયરા દ્વારા લોકો સુધી પહોંચે એના કરતાં સંગીત દ્વારા એ વધારે પહોંચે છે.

*પ્રશ્ન: આપને અનેક એવોર્ડ પ્રાપ્ત થયા છે, હમણાં છેલ્લો કવિશ્રી દલપતરામ એવોર્ડ આપને એનાયત થયો. આ સન્માનોનું આપના સર્જકજીવનમાં શું સ્થાન છે?*

આ સન્માનો મેં સ્વીકાર્યાં છે અને એનાથી મને એવું લાગ્યું કે જે મેં લખ્યું છે એ સ્વીકારાયું છે, લોકો સુધી પહોંચ્યું છે, અને એનો એક આનંદ હોય છે. પણ એને મેં મારા મનમાં બહુ ઊંડે સુધી જવા નથી દીધું. સન્માનને લીધે એમ લાગે કે સમાજે મને સ્વીકાર્યો, સાહિત્યએ મને સ્વીકાર્યો અને મા સરસ્વતીની કૃપા થઈ.

*પ્રશ્ન: આપે કરેલું એક અદ્ભુત તત્ત્વ-મીમાંસાનું કામ તે 'નવનીત સમર્પણ'માં હપ્તાવાર પ્રગટ થયેલું 'લલિતાસહસ્રનામ', જે પછીથી પુસ્તક સ્વરૂપે પણ પ્રસિદ્ધ થયું. એના અવતરણ પાછળની પ્રેરણા વિષે અમને કંઈક કહી શકો? એ સમયની આપની મનઃસ્થિતિ વિષે જાણવાની પણ ઇચ્છા છે.*

લલિતાસહસ્ર અદ્ભુત છે. ભારતીય પરંપરાની દૃષ્ટિએ કહેવા જાઉં તો એ મા સરસ્વતીએ પોતે રચેલું છે. સ્કંદપુરાણની અંદર, બ્રહ્મપુરાણની અંદર આ વાત આવે છે. વિષ્ણુસહસ્રનામમાં એકનાં એક નામ ફરીફરીને આવતાં જણાશે, લલિતાસહસ્રમાં કોઈપણ નામ બીજી વખત નથી આવતું, એ લલિતાસહસ્રની એક વિશિષ્ટતા છે. માતાજીનાં એક હજાર નામ અને એ દરેક નામની પાછળ એક વિશેષ અર્થ સમાયેલો છે, પ્રત્યેકનો એક વિશિષ્ટ સંદર્ભ છે. લલિતાસહસ્ર વિષે લખવાનું મને દીપકભાઈએ નિમંત્રણ આપ્યું હતું.

એમને મારી આ ઉપાસના વિષે થોડીક ખબર પણ હતી, એ પોતે પણ એ માર્ગના પ્રવાસી છે. બહેન, મારા જીવનમાં કોઈએ પહેલી વાર મને આ પ્રશ્ન કર્યો છે, અને એના વિષે હું પહેલી વાર આ બોલી રહ્યો છું. ભારતીય પરંપરામાં જેને શ્રીવિદ્યા કહે છે એનો હું ઉપાસક છું. મારા ગુરુના અનેક જ્ઞાની શિષ્યો છે, એ શિષ્યોમાં હું મારી જાતને ઠોઠ ગણું છું. આમ જોવા જાઓ તો આદિ શંકરાચાર્ય પાસે પેલા ગિરીની અવસ્થા હતી એવી જ અવસ્થા મારી છે. દીપકભાઈએ આમંત્રણ આપ્યું અને કહ્યું કે રાજેશભાઈ તમે લખી જ શકશો. આ 'લખી શકશો' એમના અવાજમાં હતું ને, એમના અવાજમાં શ્રદ્ધાની જે તાકાત હતી એટલી મારામાં નહોતી. મેં એમને ચાર-પાંચ વાર ફોન પણ કર્યા. મેં એમને કહ્યું કે તમે મને આ કેવું કામ સોંપી રહ્યા છો ખબર છે? દરિયાની ઓળખાણ રણના નિવાસીઓને કરાવવાની છે, અને મારી પાસે સોનાની ચમચી પણ નથી, મારી પાસે તો સ્ટીલની ચમચી જ છે. મેં મારા ગુરુના આશીર્વાદ માગ્યા, કે મને આ નિમંત્રણ મળ્યું છે તો હું શું કરું? મને એમણે કહ્યું કે લખો, ગુજરાત માટે લખો અને ગુજરાતી ભાષામાં લખો. મેં કહ્યું કે મારી પાસે કોઈ સંદર્ભગ્રંથો નથી, તો એમણે કહ્યું કે બધા ગ્રંથો આવી મળશે. ફરી પાછો, પહેલાં જેમ હું પાંચ વર્ષ મૌન થઈ ગયો હતો અને પેલા કાવ્ય-સત્સંગ પ્રગટ થયા, એમ હું લખવા બેઠો અને સાડાત્રણ, પોણાચાર વર્ષ સુધી હું ઘરની બહાર નથી નીકળી શક્યો. એ સમયમાં હું વહેલી સવારે ઊઠીને પૂજા-પાઠ કરું, ક્યારેક બ્રશ કર્યા વગર કે ક્યારેક સ્નાન કર્યા વગર પણ બેસી રહ્યો હોઉં, અને મા સરસ્વતીની કૃપા બધું સુઝાડતી હતી. તો જ્ઞાન તરે છે. આપણે એમ માનીએ કે આ બધી માહિતી છે, જીવનનિર્વાહ માટે જરૂરી છે. પણ જેમ સ્મરણ વધતું જાય એમ જ્ઞાન પ્રગટે છે. આ બધા જે સંતો, સદ્ગુરુઓ, મહાકવિઓ થઈ ગયા, નરસિંહ મહેતા કે ટાગોર જેવા, એ બધામાં એ કઈ રીતે પ્રગટ્યું હશે એનો મને ખ્યાલ આવે છે. સાવ ખાલી થઈ જઈએ ત્યારે ક્યાંકથી ઝરણાની જેમ એ અર્થો ફૂટે છે. આ સાડાત્રણ-પોણાચાર વર્ષ દરમ્યાન લખાયું ત્યારે હું કંઈક મૂંઝાઉં, તો મને કોઈક સંદર્ભગ્રંથ આપવા આવ્યું હોય અને એમાં કંઈક જોઈને મને થાય કે હા, મારા મનમાં જે અર્થ હતો એ આમાંથી આવ્યો હશે. એક -દોઢ વર્ષ પછી તો એવું થયેલું કે ઘણા બધા અર્થો મને રાત્રે નિદ્રામાં પણ, જાગતાં, હરતાં-ફરતાં, બગીચામાં કામ કરતાં પણ સ્ફુરવા મંડ્યા. દાખલા તરીકે હું એક વૃક્ષને રોજ પાણી પાતો. એ સુકાઈ ગયું હતું. હું એને કહેતો કે તું લીલું થા, તું મારા પિતાજીના

સમયનું છું. થોડા સમય પછી એ સુકાઈ ગયેલા ઝાડમાં કૂંપળો ફૂટી, અને એની ટોચ પર એક ફૂલ ખીલ્યું. તો મને થયું કે વૃક્ષની ચેતનાનું સર્વોચ્ચ સ્વરૂપ એટલે ફૂલ. તો આ રીતે ચેતનાનું સર્વોચ્ચ સ્વરૂપ મને અનુભવાયું એક વૃક્ષમાં અને આમ લલિતાસહસ્રના અર્થો મને જડતા ગયા. માએ મને શિખવાડવા માટે દીપકભાઈને નિમિત્ત બનાવીને આ કામ કરાવડાવ્યું, જેને લઈને માતાજીના ઉપાસકોને એ ઉપયોગી થયું, ગુજરાતને એ મળ્યું.

*પ્રશ્ન: રાજેશભાઈ, સાધના શબ્દના અનેક સંદર્ભો છે. કદાચ આપણે એ શબ્દને વાપરી પણ નાખ્યો છે અને સાધના એ ચર્ચાનો વિષય પણ નથી. છતાં સાધક હોવું એટલે કેવા હોવું? એ પ્રશ્ન પૂછ્યા વિના રહી નથી શકતી.*

આમ તો સાધનાનો સંબંધ સિદ્ધિ સાથે છે. હું મારે માટે સાધકને બદલે ઉપાસક શબ્દ વાપરું છું. કારણકે એમાં નજીક બેસતા જવાનું છે. 'દીપો દિપાંતરમ યથા' એક અપ્રગટ દીવાએ એક પ્રગટ દીવાની એટલા નજીક જવાનું છે કે પેલા પ્રગટ દીવાની જ્યોત કૂદકો મારીને પેલા અપ્રગટ દીવાને પ્રગટાવી દે. તો એ દીપાંતરની રીતે જ હું ઉપાસનાને મહત્ત્વ આપું છું. સાધના એનો ભાગ છે, સકામ સાધના –નિષ્કામ સાધના એના પ્રકારો છે, પણ એ ક્ષેત્ર તરફ હું નથી વળ્યો. મારું વળી જવાયું, કુદરતી રીતે, ઉપાસના તરફ. એટલે જે ઘણાં બધાં વિધિ-વિધાન છે એ બધાથી હું દૂર ચાલ્યો ગયો. કઈ રીતે આપણે આપણને ઓળખી શકીએ, આપણને પામી શકીએ એ તરફ ચાલ્યો ગયો.

*પ્રશ્ન: એક ઉપાસક-ગઝલકાર દુનિયાદારી સાથે કેવી રીતે સંકળાય છે?*

નથી સંકળાઈ શકાતું. દુનિયાદારીની દૃષ્ટિએ બહુ ગણતરીબાજ હોવું જોઈએ, બહુ કુશળ, વ્યવહારદક્ષ હોવું જોઈએ, એ રીતે નથી થવાતું. પણ જતે દિવસે દુનિયા આપણને સમજી જાય છે કે આની જોડે ગણતરીથી વાત નહીં કરવી. ક્યારેક અમસ્તા રડવા બેસી જવાય, ક્યારેક સાવ ખાલી થઈ જવાય, ક્યારેક સારા સારા અનુભવો થાય એને પણ કેમ યાદ ન કરીએ? પણ આમ ઉપાસક તરીકે મને દુનિયાદારીમાં ફાવતું નથી, જરઠ વાતોમાં ફાવે નહીં, દુનિયાદારીના રિવાજો પાળવા ફાવે નહીં. મને લાગે છે કે મને પરમ ચૈતન્યએ આ ભૂમિકા ભજવવાની કહી છે, એટલે આ ભૂમિકા ભજવું છું.

*પ્રશ્ન: શું આધુનિક વિશ્વ માર્મિક સાધનાનો મર્મ જાળવી શકે એમ છે?*

હા, જબરદસ્ત રીતે વાત કરી શકે છે. અત્યારના જે યુવાનો છે, એ આને વધારે ને વધારે સમજતા થયા છે. એક બહુ સાદો દાખલો આપું. જ્યોતિષની વાત છે, બહુ મોટી આધ્યાત્મિક વાત નથી. એક સમયે અગિયાર રૂપિયામાં અને એકાવન રૂપિયામાં અને પાંચ

રૂપિયામાં જન્માક્ષર જોવાતા હતા. હવે આજના યુવાનો છે એ કયો ગ્રહ, કયું નક્ષત્ર કઈ દિશામાં છે, એની શું અસર છે એની ચર્ચાઓ કરે છે, હું એને સાંભળું છું, એ લોકોને મળું છું, એ લોકોની સાથે વાત કરું છું. અને મને આશ્ચર્ય અને આનંદ થાય છે. એ લોકો અધ્યાત્મમાં પણ ઊંડા ઊતર્યા છે, એ લોકો શબ્દોના અર્થ સમજી શક્યા છે, એ લોકો ઉચ્ચારોનું વિજ્ઞાન સમજી શક્યા છે. Peace-શાંતિ અને silence-મૌનની વચ્ચેનો ભેદ સમજી શક્યા છે. અને એ લોકો આ તરફ વળશે જ. કારણકે કોઈ એક દિશામાં ખૂબ આગળ વધી ગયા પછી એ દિશામાંથી પણ પાછા વળવાનું હોય છે. કદાચ એ લોકો વધુ સાચી રીતે સમજશે, કદાચ પૂર્વજોનું જે વિજ્ઞાન હતું એ વિજ્ઞાન આવતી પેઢી આપણને સમજાવશે, એવી મને શ્રદ્ધા છે.

*પ્રશ્ન: આપને એવું લાગે છે કે પ્રાચીન સાધનાપદ્ધતિ આજે વિધિ-વિધાનમાં અટવાઈ ગઈ છે?*

અત્યારે આપણી પ્રાચીન પરંપરા અંધશ્રદ્ધામાં અટવાયેલી છે, અજ્ઞાનમાં અટવાયેલી છે. પણ છતાંય જે સાચો માણસ છે, જેની સૂઝ છે, એને સાચી દિશા મળી જાય છે. બાકી તો દરેક યુગમાં, દરેક ધર્મમાં આ રીતે વિધિ-વિધાનમાં અટવાતા લોકો હશે. છતાંય હિંદુ ધર્મની એક વિશેષતા છે કે એ



મંજાતો રહ્યો છે, ઉપનિષદોના અર્થો પેઢી દર પેઢી નવા નવા થતા રહ્યા છે. ઉપાસના એ ખળખળ વહેતી નદી જેવી છે. એ તાજી ને તાજી રહે છે. એમાં નવા નવા અર્થો ઉમેરનારા પ્રગટ્યા છે.

*પ્રશ્ન: ગુરુ અને જ્ઞાનનો સંદર્ભ સમજાવશો?*

ગુરુ વગર જ્ઞાન શક્ય નથી અને ગુરુ પણ જાણતો હોય છે કે એ ગુરુ નથી. આ એક બહુ મજાની વાત છે. ગુરુ માત્ર શિષ્યના સંદર્ભમાં જ ગુરુ છે. શિષ્ય ન હોય તો એ માત્ર એક સીધોસાદો માણસ છે, જેમ એક સ્ત્રી એક બાળકના સંદર્ભમાં માતા છે, બાકી તો એ સ્ત્રી છે. જ્યારે શિષ્ય હોય ત્યારે એ વ્યક્તિ ગુરુ બની જાય છે અને ત્યારે શિષ્યને

એનામાં ગુરુ-તત્ત્વ દેખાય છે. ગુરુ-તત્ત્વ એ એની અંદરની એક ભૂમિકા છે, એક અવસ્થા છે. જ્યારે હૃદયમાંથી કરુણા પ્રગટે છે ત્યારે એક ભૂમિકા પ્રગટે છે. એક વ્યક્તિ માટે એક જ ગુરુ હોઈ શકે, ક્યારેક એક વ્યક્તિ માટે અસંખ્ય ગુરુઓ હોઈ શકે. અરે ભારતમાં તો મજાની વાત બને છે કે રસ્તામાં ચાલતા હોઈએ અને એક મિકેનિક હોય એને પેલા શિખાઉ છોકરાઓ ઉસ્તાદ કહે. 'ઉસ્તાદ પંદરકા પાના લાઓ' 'ઉસ્તાદ યહ કરના હૈ'. તો એ ગુરુ-શિષ્ય તો કોઈપણ ભૂમિકાએ છે, દરેક જગ્યાએ છે. પણ જે દુનિયા માટે છે એને આપણે માહિતી કહીએ, પેલું જે ગુરુજ્ઞાન છે એને આપણે અવિનાશી કહીએ છીએ. જે હતું અને જે હશે, એની સાથે એ જ્ઞાન આપણને જોડી આપે છે.

*પ્રશ્ન: આપને જીવનમાં ક્યારેય નિષ્ફળતા કે નિરાશા જેવું લાગ્યું છે?*

હા, ઉમાશંકરની એક પંક્તિ મને જિવાડી ગઈ છે. 'મને મળી નિષ્ફળતા અનેક તેથી સફળ થયો હું જિંદગીમાં...' અને મરીઝનો એક બહુ સરસ શેર છે 'બની શકે તો શ્રવણના હક મને આપો, કે જિંદગીમાં હું નિષ્ફળ છું, કામયાબ નથી.' જિંદગીમાં ક્યારેય સફળ માણસ પાસે કોઈ સલાહ ન લેવી. નિષ્ફળ ગયેલો માણસ કદાચ સાચી અને વધારે સારી સલાહ આપી શકે. હા, જીવનમાં હું નિષ્ફળ ગયો છું એવું મને લાગે છે પણ શ્રદ્ધાએ અને પ્રેમે મને જિવાડ્યો છે. શ્રદ્ધા કોઈપણ પરિસ્થિતિમાં આપણને જીવતા કરે છે, આપણને સમજાવે છે. શ્રદ્ધા જ આપણી નિષ્ફળતાઓને સફળતામાં પરિવર્તિત કરી આપે છે.

*પ્રશ્ન: આપણે આ સંવાદનું સમાપન કરીએ તે પહેલાં, આપના જીવનમાંથી આપને લાધેલાં સત્યો વિષે થોડી વાત કરશો?*

બસ, હું પ્રત્યેક પળને જીવી લેવામાં માનું છું. છેલ્લે એક અદ્ભુત વાત કહેવી છે, જે વાચકો પણ જિંદગીભર યાદ રાખશે, એમને પણ લાગશે કે કશુંક નવું સાંભળ્યું. હું નાનો હતો ત્યારથી મને એવી ઇચ્છા હતી કે સાધુ થઈ જવું, ક્યાંક ચાલ્યા જવું. એ સમયગાળામાં હું કેટલાય લોકો પાસે ગયો હોઈશ. પણ એક વ્યક્તિ પાસે હું અટકી ગયો હતો, કારણકે એ વ્યક્તિની વિશેષતા એ હતી કે એ પૂજા કરીને એમના રૂમની બહાર આવે, તમારી સામે જુવે પછી તમારી તારીખ બોલે, મહિનો બોલે, સાલ બોલે, અને એ જો બધું સાચું હોય તો તમારા વિશેનું ભવિષ્ય કહી દે. એ વ્યક્તિ મને જીવતી જાગતી ભૃગુસંહિતા લાગતી હતી. લોકો એમની પાસે ખૂબ જતા હતા. આપણે ત્યાં તો નિયમ છે કે આવું કોઈક દુઃખ-દર્દ દૂર કરનારું હોય તો એની પાસે લોકો ઊભરાય. મને એ વ્યક્તિના જ્ઞાનમાં રસ હતો, કે આ વ્યક્તિને આ સૂઝે છે કઈ રીતે. છઠ્ઠા-સાતમા ધોરણમાં ભણતો

છોકરો, અંજાયેલો તો હતો જ, પ્રભાવિત તો હતો જ, એમના પગ દબાવે, એમને સ્તોત્રો સંભળાવે 'ચિદાનંદ રૂપઃ શિવોહમ શિવોહમ'. એ હસી પડે. બધા આવીને ચાલ્યા જાય, હું એમની પાસે બેસી રહું, પગ દબાવું, શ્લોક સંભળાવું, ધીરેધીરે એમની પાસે આવનારાની સંખ્યા ખૂબ વધતી ગઈ અને એક દિવસ અચાનક એ ગૂમ થઈ ગયા. બધા એમને બાપજી કહેતા, પણ એથી વિશેષ કંઈ નહીં. હું એમ.એ.નું ભણતો હતો ત્યારે મારા ઘર પાસે આવીને કોઈકે કહ્યું કે અહીં રાજેશ નામનો એક છોકરો રહેતો હતો તે ક્યાં છે? મેં કહ્યું કે એ હું જ છું. એ મને કહે કે બાપજી આવ્યા છે અને યાદ કરે છે. હું ગયો, પલંગ પર એક ૯૫ વર્ષ જેટલી વયની એક વ્યક્તિ ટેકો લઈને સૂતી હતી. એ મને જોઈને બેઠા થયા, મારી આંખો ચમકી, એમની આંખો ચમકી. ૯૦-૯૫ વર્ષની વ્યક્તિ, કદાચ એમ કહેવાય કે એ જીવનના છેલ્લા દિવસો તરફ જઈ રહ્યા છે. અને એમણે એટલા બધા આનંદથી મને આવકાર્યો, મારી આંખોમાંથી પાણી વહી રહ્યું. પછી એમણે કહ્યું, 'ચાલ પગ દબાવ' એટલે મેં પગ દબાવ્યા. મારો એકનો એક જ પ્રશ્ન હતો, 'તમે ક્યાં ચાલ્યા ગયા હતા? ક્યાં જતા રહ્યા હતા?' એ કશું જ બોલ્યા નહીં, એમણે એટલું જ કહ્યું 'પ્રસિદ્ધિ પરપોટા જેવી છે.' બીજે દિવસે હું પાછો ગયો તો મને કહે કે 'તારે કંઈ પૂછવું છે? તારે કંઈ કામ છે? તારે કંઈ જોઈએ છે?' અને મારાથી પુછાઈ ગયું કે 'તમે હવે દેહ છોડવા જઈ રહ્યા છો?' તો મને કહે કે 'તારે કંઈ પૂછવું હોય તો કહે'. ત્રીજા દિવસે મેં એમને કહ્યું કે 'તમે અસંખ્ય માણસોને જોયા, ચાહ્યા, તમે ફકીરની જેમ જીવ્યા. આટલું બધું જોયા પછી કંઈ સારરૂપ મને કંઈ કહેવું હોય તો કહો. જીવનમાં મને ક્યારેક સુખ મળે, ક્યારેક દુખી થાઉં, ક્યારેક લૂંટાઈ જાઉં, ક્યારેક કોઈને અપાર પ્રેમ મળે. તો મને એમ લાગે કે જીવી શકાય એવું તમને મળેલું કોઈક સત્ય હોય તો મને કહો'. એમણે મને કહેલું એ સત્ય આજે હું તમને કહું છું. એમણે મારા બંને હાથ પકડી લીધા અને પછી આંખોમાં આંખ પરોવીને કહે છે, 'જીવનભર યાદ રાખજે, મળેલા જ મળે છે. કોઈ છેતરી જાય તોયે સમજવું કે આ મળેલા મળ્યા, કોઈ વરસી જાય તોયે સમજવું કે મળેલા જ મળ્યા. આ ઋણાનુબંધ, આ લેણ-દેણ, આ પ્રારબ્ધ, તમે નામ ગમે તે આપો. આ જગતમાં મળેલા જ એકબીજાને મળીએ છીએ'. એ સંદર્ભમાં મને છેલ્લે બે પંક્તિ યાદ આવે છે 'હશું કોઈ કાળે, કોઈના સપ્તખંડે, જગાએ જગાનું સ્મરણ ઝાંખું પાંખું'. એટલે ચાલ્યા કરે છે, પુનરપિ જનનમ, પુનરપિ મરણમ'. એ વખતે મને નરસિંહ મહેતા યાદ આવે છે કે 'હરિના જન તો મુક્તિ ન માંગે, માંગે જનમ જનમ અવતાર રે'.

❑❑❑

# તમારી દૃષ્ટિએ

## રાગ હિંડોલ?

'નવનીત સમર્પણ' ફેબ્રુઆરી ૨૦૨૧ના 'રાગ હિંડોલ' લેખમાં, હિંદી ફિલ્મ 'સુવર્ણ સુંદરી' (૧૯૫૭) સંદર્ભે કહેવાયું છે કે 'ઘણા લોકો એવું માને છે કે લતા મંગેશકર અને મોહમ્મદ રફીએ ગાયેલું ગીત 'કૂહુ કૂહુ બોલે કોયલિયા'નું મુખડું રાગ સોહિણીમાં સ્વરબદ્ધ થયું છે. પણ ના. આ ગીતનું મુખડું રાગ હિંડોલમાં જ સ્વરબદ્ધ થયું છે.' તેમ જ લેખને અંતે ફિલ્મ 'બીસ સાલ બાદ' (૧૯૬૨) સંદર્ભે કહેવાયું છે કે 'લતા મંગેશકરે ગાયેલું અને હેમંતકુમારે સ્વરબદ્ધ કરેલું ગીત 'કહીં દીપ જલે, કહીં દિલ' પણ રાગ હિંડોલમાં સ્વરબદ્ધ થયું છે.' અહીં હકીકતદોષ છે. કારણ કે લેખમાં હિંડોલ રાગનું આપેલ બંધારણઃ આરોહમાં-સા ગ મ ધ નિ ધ સા, અવરોહમાં-સા નિ ધ ગ ગ સા. જાતિ-ઓડવ-ઓડવ અને વર્જ્ય સ્વરો રે અને પ શાસ્ત્રીય રીતે સમજ આપવામાં અસ્પષ્ટ હોવાને કારણે, રાગ સોહિણીને રાગ હિંડોલ સમજી લેવામાં આવ્યો છે. હકીકતમાં રાગ હિંડોલનો આરોહ-સા ગ મ (તીવ્ર) ધ નિ મ (તીવ્ર) ધ સા, અવરોહ-સા નિ ધ મ (તીવ્ર) ગ મ (તીવ્ર) ગ સા, ધ સા, વર્જ્ય સ્વરો શુદ્ધ નિ, રે અને પ, ન્યાસ સ્વરો ગ ધ સા, પકડ સ્વરો સા ધ મ ધ સા, અને જાતિ ઓડવ-ઓડવ વક્ર છે. તેનો મ (મધ્યમ) તીવ્ર અને નિ (નિષાદ) તથા ગ (ગંધાર) કોમળ છે. બાકીના બધા જ સૂરો શુદ્ધ છે. આરોહમાં નિ વક્ર અને અલ્પ રાખવામાં આવે છે અને અવરોહમાં આ રાગનો સોહિણી રાગથી બચાવવા, નિ સૂરને ઓળંગી જવામાં આવે છે અથવા સા (ષડજ) થી ધ (ધૈવત) સૂર સુધી આવતા સમયે, 'નિ'નો કણ (સ્પર્શ સ્વર, આગળ અને પાછળના સ્વરનો માત્ર સ્પર્શ કરવો) લેવામાં આવે છે. આવી સાવધાની રાખવામાં ન આવે તો, મ ધ નિ સા લેવાથી તે રાગ સોહિણીમાં અને સા નિ ધ મ લેવાથી તે રાગ પૂરિયામાં ખપી જાય છે! આ રાગમાં 'ગ'થી 'સા' અને 'સા' થી 'ધ' સુધીના સમયમાં. મહદંશે 'મીંડ' (ગાવામાં સ્વરોને ઊંચા-નીચા ખેંચવા)નો ઉપયોગ થાય છે. આ રાગ ગાવામાં ઘણો જ કઠિન છે. ઉપરોક્ત 'કૂહુ કૂહુ બોલે કોયલિયા'નું સ્વર યોજન કરતાં સમયે, સંગીતકાર પી. આદિ નારાયણ રાવે આવો કોઈ કઠિન પરિશ્રમ લીધો નથી. તેથી આ ગીતનું મુખડું તેમણે રાગ 'હિંડોલ'માં નહીં, પણ 'સોહિણી'માં અને તાલ તીનતાલમાં જ ઘણી સરળતાથી સ્વરબદ્ધ કર્યું છે. તેનો આરોહ-સા ગ મ (તીવ્ર) ધ નિ સા, અવરોહ-સા નિ ધ મ (તીવ્ર) ધ ગ મ (તીવ્ર) ગ રે સા (કોમળ), વાદી સ્વર ધ અને સંવાદી સ્વર ગ તેમ જ વર્જ્ય સ્વર આરોહમાં રે (કોમળ) અને પ તેમ જ અવરોહમાં ફક્ત પ છે અને તેનો થાટ મારવા છે. વિશેષ, ૪ શાસ્ત્રીય રાગોમાં

સ્વરબદ્ધ થયેલા આ ગીતનું મુખડું અને પછીના પ્રથમ, દ્વિતીય અને તૃતીય અંતરા અનુક્રમે રાગ હિંડોળ, બહાર, જોનપૂરી અને યમનમાં અને તાલ તીનતાલમાં છે. સરખાવો રાગ સોહિણીમાંઃ પ્રેમ જોગન બનકે, તાલઃ દીપચંદી (મુગલ-એ-આઝમ-૧૯૬૦), ઝૂમતી ચલી હવા, તાલઃ દાદરા (સંગીત સમ્રાટ તાનસેન-૧૯૬૨) અને જીવન જ્યોત જલે, તાલઃ તીનતાલ (ગ્રહસ્થી-૧૯૬૩).

હવે ગીત 'કહીં દીપ જલે, કહીં દિલ'ની વાત માંડીએ તો, તે રાગ હિંડોલમાં નહીં પણ રાગ શિવરંજનીમાં સ્વરબદ્ધ થયું છે. તેનું શાસ્ત્રીય બંધારણ જોઈએ તો કાફી થાટના અને ઓડવ-ઓડવ જાતિના આ રાગનો આરોહ-સા રે ગ (કોમળ) પ ધ સા અને અવરોહ-સા ધ પ ગ (કોમળ) રે સા, રે, ધ સા છે. વાદી સ્વર પ અને સંવાદી સ્વર સા છે. વર્જ્ય સ્વર મ અને નિ તેમ જ ન્યાસ સ્વર પ સા છે. બાકીના બધા જ સ્વરો શુદ્ધ છે. રાગ ભૂપાલીમાં ગ સ્વર શુદ્ધ ન લેતાં કોમળ લેવાય તો તે રાગ શિવરંજની થઈ જાય છે! સરખાવો રાગ શિવરંજનીમાંઃ આવાઝ દે કે હમેં તૂમ બુલાઓ, તાલઃ ઝપતાલ (પ્રોફેસર-૧૯૬૨), બહારોં ફૂલ બરસાઓ, તાલઃ દાદરા (સૂરજ-૧૯૬૬) અને જાને કહાં ગયે વો દિન, તાલઃ દાદરા (૧૯૭૦-મેરા નામ જોકર). અને છેલ્લે. હિંદુસ્તાની કે કર્ણાટકી શાસ્ત્રીય રાગ નીચે સ્વરબદ્ધ થયેલાં ફિલ્મ ગીતોને આમ-સમાજમાં કર્ણપ્રિય બનાવવા અર્થે, તેનું સ્વરનિયોજન કદી પણ સંબંધિત રાગોના શાસ્ત્રીય બંધારણને ન્યાય આપતું જ નથી.

પ્રા. જે આર. વઘાશિયા
મો. 94262 68800

**એક નોંધ :** 'નવનીત સમર્પણ'ના એપ્રિલ અંકમાં પૃ. ૮૩ ઉપર પંડિત નિખિલ ઘોષ ભૂલ છે. એને સ્થાને સુધારીને પંડિત નિખિલ બેનરજી વાંચવા વિનંતી.

## સર્વોદયી કર્મશીલ કિશનભાઈ ગોરડિયાનું અવસાન



દોસ્તી બિલ્ડર્સના મોભી અને નાગરિક જાગૃતિના વિવિધ આયોજનો કરનાર સદ્‌ભાવના ટ્રસ્ટના સ્થાપક કિશન ગોરડિયાના નિધનથી ગાંધી-વિનોબાના વિચારોના એક સક્ષમ ટ્રસ્ટીની ખોટ પડી છે. જાત અને જગત બન્નેનું તેઓ હેતુલક્ષી મૂલ્યાંકન કરી શકતા અને યથાશક્તિ મદદરૂપ થતા. એમને હૃદયપૂર્વકની શ્રદ્ધાંજલિ.

૬-૧૨-૧૯૩૨ - ૬-૪-૨૦૨૧



# ભવન્સ - વૃત્ત

## 'ભારતીય સંસ્કૃતિ અને સ્ત્રીઓનું ગૌરવ' : ડો. હિતેશ પંડ્યા દ્વારા વ્યાખ્યાન



ડો. હિતેશ પંડ્યા

શ્રીમતી રસિકાબહેન મહેતા, મોમ્બાસા સ્મૃતિવ્યાખ્યાન શ્રેણીમાં 'ભારતીય સંસ્કૃતિ અને સ્ત્રીઓનું ગૌરવ વિષય પર શ્રી એમ. ડી. શાહ મહિલા કોલેજ, મલાડ (વેસ્ટ), મુંબઈના સહાયક પ્રાધ્યાપક અને ગુજરાતી વિભાગના વડા ડો. હિતેશ પંડ્યાનું વ્યાખ્યાન આયોજિત થયું હતું.

સંશોધન અને અનુસ્નાતક વિભાગના અતિરિક્ત નિદેશક ડો. શ્રી ગિરિશ જાનીએ વેદિક પ્રાર્થના ગાઈ સ્વાગત પ્રવચન કર્યું હતું. શ્રીમતી રસિકાબહેન મહેતાનાં પુત્રવધૂ શ્રીમતી રેણુ ભરત મહેતાએ પોતાનાં સાસુને શ્રદ્ધાંજલિ અર્પી હતી. વિભાગના સહાયક સાહિત્યાચાર્ય શ્રી હિતેશ ત્રિવેદીએ વક્તાની ઓળખ અને કાર્યક્રમનું સંચાલન કર્યું હતું. શ્રી પંડ્યાએ તેમના રસપ્રદ વ્યાખ્યાનમાં ભારતીય સાહિત્યમાં અને સાંસ્કૃતિક વારસામાં સ્ત્રીઓની અનેક પરિમાણી ભૂમિકા વર્ણવતાં વેદ, ઉપનિષદ, પુરાણ, સંસ્કૃત સાહિત્યનાં અને ચાણક્ય, આદિ શંકરાચાર્ય અને બીજા અનેક સંત-કવિઓને ટાંક્યા હતા. વ્યાખ્યાનમાં દીકરી, બહેન, પત્ની, માતા, કૌટુંબિક સભ્ય, સમાજની સભ્ય- એમ સ્ત્રીઓને અનેક ભૂમિકાએ બિરદાવી હતી. બાળકોનું પાલનપોષણ, શિક્ષણ, કુટુંબની કાળજી જેવા સ્ત્રીઓના પ્રદાનને બહુમૂલ્ય ગણાવ્યું હતું. તેમણે ભારતની શિક્ષણ, સમાજસેવા, રાષ્ટ્રસેવા, શાસન વ્યવસ્થા શ્રેત્રે સ્ત્રીઓના સમૃદ્ધ પ્રદાનને આદરાંજલિ અર્પી હતી. ભવન્સ મુમ્બાદેવી આદર્શ સંસ્કૃત મહાવિદ્યાલયના અંગ્રેજી વિષયનાં સહાયક પ્રા. કુ. ફોરમ જોષીએ આભારવિધિ કર્યો હતો.



## પંચકુલા કેન્દ્રઃ જિલ્લા યોગ પ્રતિયોગિતા

પંચકુલા ભવન પરિવારે ૧૨-૧૩ ડિસેમ્બરે આયોજિત જિલ્લા યોગ પ્રતિયોગિતાના ઓનલાઈન કાર્યક્રમમાં ઉત્કૃષ્ટ રજૂઆત કરી હતી. તન્વી, પારિત, શનયા, માનવેન્દર, આદિત્રિ જેવા વિદ્યાર્થીઓએ વિવિધ આસનો કરી પ્રથમ ઇનામ મેળવ્યું હતું. આહના, કનિષ્ઠા, પૂર્વાએ દ્વિતીય ઇનામ મેળવ્યાં હતાં. સાન્વીએ ત્રીજું, અન્વિતાએ ચોથું ઇનામ મેળવ્યું હતું. વિદ્યાર્થીઓએ વયજૂથ પ્રમાણે ભાગ લીધો હતો.

## સાઇકલ રેલી

ભવન વિદ્યાલય, પંચકુલા કેન્દ્ર, ફીટ ઇન્ડિયા સાઇકલ રેલીનું ડિસેમ્બર ૧૩ના ટાઉન પાર્કમાં આયોજન થયું હતું. શહેરીજનોને સ્વાસ્થ્યનો સંદેશ આપવા માટે ૫૦થી વધુ ઉત્સાહીઓ, શિક્ષકો અને શાળાના વિદ્યાર્થીઓએ આમાં ભાગ લીધો હતો. ઉપાચાર્યા શ્રીમતી સોનિયા પલ્લી અને મુખ્ય આચાર્યા અનિતા રંજને પ્રસંગને અનુરૂપ સૂત્ર 'ફિટ સ્કૂલ, હિટ સ્કૂલ' સાથે ઝંડો લહેરાવી રેલીનો આરંભ કર્યો હતો.

## શ્રેષ્ઠ શિક્ષક એવૉર્ડ



ભારતીય વિદ્યા ભવને ૨૦૧૯-૨૦ના વર્ષનો શ્રેષ્ઠ શિક્ષકનો ભવન્સ જિંદાલ એવૉર્ડ વરિષ્ઠ ફેકલ્ટી સભ્ય શ્રીમતી નીલુ તિવારીને મળ્યો હતો. આ એવૉર્ડ શિક્ષણક્ષેત્રે તેમનાં પ્રદાન અને સંશોધન ઉપરાંત ભવનના આદર્શો પ્રત્યેની એમની નિસ્વાર્થ પ્રતિબદ્ધતા બદલ આપવામાં આવ્યો હતો.

શ્રીમતી તિવારી હિન્દી વિભાગનાં વડાં છે અને છેલ્લાં ૨૮ વર્ષથી તેમનો અધ્યાપનનો અનુભવ ચીવટભર્યો અને પ્રભાવી રહ્યો છે. તેઓ ૧૯૯૨માં ભવનમાં જોડાયાં હતાં અને સંન્નિષ્ઠ તેમ જ સહાનુભૂતિવાળાં માર્ગદર્શકનું શ્રેષ્ઠ ઉદાહરણ બની રહ્યાં. બોર્ડ પરીક્ષાનું શ્રેષ્ઠ પરિણામ લાવવા માટે શ્રીમતી તિવારીએ વર્ષોવર્ષ સખત પ્રયત્નો કરી સફળતા પ્રાપ્ત કરાવી હતી. તેઓ ભાષાને અને નૈતિક મૂલ્યો આધારિત શિક્ષણ ઉપરાંત, શિક્ષણની મૌલિક પદ્ધતિઓનો સમાવેશ કરવામાં નિમિત્ત બન્યાં હતાં. તેમનાં અથાગ કાર્યશીલતા, ખંતીલાપણું અને દૃઢ નૈતિક બળ તેમની સફળતાનું રહસ્ય છે.

## તિરુપતિ કેન્દ્રઃ કાર્તિક જ્ઞાનામૃતમ્-૨૦૨૦



પવિત્ર કાર્તિક માસના ઉપલક્ષમાં ૨૦૨૦-૨૧ના આધ્યાત્મિક અને સાંસ્કૃતિક મૂલ્યોના સંવર્ધન માટે કાર્તિક જ્ઞાનામૃતમનું આયોજન ૩૦ નવેમ્બર ૨૦૨૦થી આરંભાયું હતું.

કાર્તિક પૂનમના પવિત્ર દિવસે રુદ્ર હોમનો પ્રારંભ થયો હતો. પર્યાવરણના કાયાકલ્પ અને સંવર્ધન માટે જાગૃતિ ફેલાય એ હેતુથી 'કાર્તિક વનારાધના મહોત્સવ'ની ઉજવણી થઈ હતી.

મુખ્ય મહેમાનનું માનદ્ સચિવ અને ખજાનચી ડો. એન. સત્યનારાયણ રાજુ, માનદ્ સંચાલક પ્રા. પી. સુધાકર રેડ્ડી અને કમિટિના સભ્યો દ્વારા સન્માન થયું હતું. આ પ્રસંગે મહાનુભાવો, આચાર્ય, ઉપાચાર્યો ઉપસ્થિત હતા. વનારાધના મહોત્સવની આત્મીય સંમેલનમાં પરિણતી થઈ જેમાં કોવિડ નિયમોનું ઉપસ્થિત જાણીતા મહાનુભાવોએ ચુસ્ત પાલન કર્યું હતું.

## બેંગાલુરુ કેન્દ્ર : આંતરરાષ્ટ્રીય શાળેય પરિમાણ એવોર્ડ

ભવન બેંગ્લોર પ્રેસ સ્કૂલને વિખ્યાત આંતરરાષ્ટ્રીય શાલેય પરિમાણ એવોર્ડ પ્રાપ્ત થયો છે. બ્રિટિશ કાઉન્સિલ દ્વારા આ એવોર્ડ વર્ષ ૨૦૨૦ થી ૨૦૨૩ સુધી ત્રણ વર્ષ માટે એનાયત થયો છે. ઇનામ વિતરણનો કાર્યક્રમ ઓનલાઈન મંચ પર આયોજિત થયો હતો. બ્રિટિશ કાઉન્સિલ વિદ્યાર્થીઓને શિક્ષણ માટે વૈશ્વિક મંચ પૂરો પાડે છે. વિદ્યાર્થીઓના શિક્ષણમાં આને લીધે આંતરરાષ્ટ્રીય શિક્ષણ સ્તર ઉમેરાય છે. વિદ્યાર્થીઓ અને શિક્ષકો એ બંને માટે નવું કંઈક શીખવાનો અનુભવ હતો. સ્ત્રી સશક્તિકરણ, સ્મારકો, વતનની રમતો, ઉત્સવો, સંગીત, ભાષા શીખવાની મજા અને જંગલબુક જેવા સાત પ્રકલ્પો હાથ ધરાયા હતાઃ બધા જ વિદ્યાર્થીઓ એક કે બીજા પ્રકલ્પમાં જોડાયા હતા. અમુક પ્રકલ્પો વિશ્વભરના વિદ્યાર્થીઓના સહયોગમાં કરવાના હતા. વિદ્યાર્થીઓને નેપાલ, અમેરિકા, ચીન વગેરે દેશના વિદ્યાર્થીઓના સંયુક્ત ઉપક્રમમાં કાર્ય કરવાની તક મળી હતી.





## ચંડીગઢ કેન્દ્રઃ નાતાલમાં બાળકોનો વિશેષ મેળાવડો

ભવન વિદ્યાલયના વિદ્યાર્થીઓએ આ વર્ષે નાતાલમાં ઉત્સવ ઉત્સાહ સાથે ઊજવી. લાલ કપડાં અને લાલ ટોપીમાં સજ્જ થઈ વિદ્યાર્થીઓએ નાતાલનાં કાર્ડ બનાવ્યાં અને નાતાલ વૃક્ષ સજાવ્યું હતું. પોતાની મોજમજામાં તેઓએ મહામારીને વચ્ચે આવવા દીધી નહિ. શિક્ષકોએ નોંધ્યું કે ઓનલાઈન સંપર્કમાં તેઓએ ખુશી અને ઉમંગથી દિવસ પસાર કર્યો હતો.

## કોચી કેન્દ્ર : કેરાલાની આંતરશાલેય પ્રશ્નોત્તરી પ્રતિયોગિતા

શ્રી એમ. કે. કે. નાયર મેમોરિયલ કેરાલા આંતરશાલેય પ્રતિયોગિતાનું ઓનલાઈન આયોજન ૨૨ જાન્યુઆરી ૨૦૨૧ના થયું હતું. અઢાર શાળાઓએ ભાગ લીધો હતો. તવક્કલની વિદ્યોદયા સ્કૂલના બે વિદ્યાર્થીઓ શ્રદ્ધા રાજીવ અને પૂર્ણિમા રાજીવે, ભવન્સ એવર રોલિંગ ટ્રોફી જીતી રોકડ પારિતોષિક અને પ્રમાણપત્ર મેળવ્યાં હતાં. ગિરિનગરની ભવન્સ વિદ્યા મંદિરના નીરજ બી. નાયર અને હૃષીકેશ વર્માએ અને ભવન્સ આદર્શ વિદ્યાલયના આર્યન પી. નાયર અને નિરંજન વરિયરે બીજા ઇનામ રૂપે અને કક્કનડે ત્રીજા ઇનામ રૂપે રોકડ પારિતોષિક અને પ્રમાણપત્ર મેળવ્યાં હતાં.

## કોલકાતા કેન્દ્ર : પ્રજાસત્તાક દિનની ઉજવણી

ભવન્સ ગંગાબક્ષ કનોરિયા વિદ્યામંદિર, કોલકાતાએ ૨૬ જાન્યુઆરી ૨૦૨૧ના ૭૨મા પ્રજાસત્તાક દિનની ઉજવણી અપૂર્વ રીતે કરી હતી. કાર્યક્રમની શરૂઆત ત્રિરંગાને સલામી આપીને કરી હતી અને શાળાના પ્રાંગણમાં રાષ્ટ્રીય ગીતનું ગાન થયું હતું. માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓએ રાષ્ટ્રભક્તિનાં ગીતો રજૂ કર્યાં હતાં. પ્રાથમિક કક્ષાના વિદ્યાર્થીઓએ નૃત્ય રજૂ કર્યું હતું અને બાકીનાં વિદ્યાર્થીઓએ ગૂગલ વર્ગ પર કાર્યક્રમમાં હાજરી આપી હતી.

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**હરીશ મીનાશ્રુ :** ૯/એ,'સુમિરન', સૌરમ્ય બંગલા, વિનુકાકા માર્ગ, બાકરોલ ૩૮૮૩૧૫ જી: આણંદ. મો: 98245 11961

**ગૌરાંગ ઠાકર :** એ/401, સેકટમ હૉમ્સ; જે. કે. મોટર્સની સામે, પાલ આર.ટી.ઓ. પાસે, પાલ, સુરત- 395009

**સંજુ વાળા:** એ-77, આલાપ એવન્યુ, સૌરાષ્ટ્ર યુનિ. રોડ. રાજકોટ-360005.

**વિપાશા:** vipasha2010@hotmail.com

**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015.

**આરાધના ભટ્ટ:** aradhanabhatt@yahoo.com.au

**નીલેશ રાણા:** ncrana@hotmail.com

**હેમંત સોલંકી:** જીએસઈએન્ડસી મુંબઈ પ્રાઈવેટ લિ, મેકેનિકલ સ્ટેટિક ડિપાર્ટ. બીજો માળ, ડી-વિંગ, જોલી બોર્ડ ટાવર આય-થિંક ટેક્નો. કેમ્પસ, કાંજુર માર્ગ (ઈસ્ટ), મુંબઈ-42

**મેધા ત્રિવેદી:** એ/302, આરાધના, ગુલમહોર ક્રોસ રોડ નં. 12, જે.વી.પી.ડી. એક્સ, મુંબઈ-400 049. મો. 9322955140

**આનંદિતા રૈયાણી:** બી-304, ગોલ્ડન નેસ્ટ એપાર્ટ. 1, સિલ્વર ગોલ્ડ રેસિડન્સી, નાના માવા રોડ, રાજકોટ-360 005.

**હસમુખ અબોટી 'ચંદન':** હરિનગર-1, ફોરેસ્ટ ઓફિસની સામે, નલિયા રોડ, માંડવી-કચ્છ, 370465, મો. 94285 67900

**રાજેશ અંતાણી:** ઈ/401, સિલ્વર પાર્ક, કારગીલ ચાર રસ્તા પાસે, ચાણકયપુરી રોડ, ધાટલોડિયા, અમદાવાદ-380061.

**અશોક મશરૂ:** એ-7, આલાપ હેરિટેજ, કાલાવડ રોડ, રાજકોટ-360 005. મો. 9879758818

**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026.

**અરવિંદ બારોટ:** ૨/૨ જાહ્નવી બંગલોઝ, સરકારી બોરની સામે, બોપલ, અમદાવાદ-380 058, મો: 98250 17691

**અમૃત ગંગર:** ઈ-૫૦૪ પંચશીલ ગાર્ડન્સ, મહાવીર નગર, કાંદિવલી પશ્ચિમ, મુંબઇ ૪૦૦ ૦૬૭.

**અનિલ જોશી:** joshi.r.anil@gmail.com

**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009.



# વોટ્સએપ

□ સં. શરીફ વીજળીવાળા

મેં આજે શાકબજારમાં બે બહેનોને વાતો કરતા સાંભળી.

'અલી, આજે રાતે તું ફ્રી હોય તો આપણે કરફ્યુ જોવા જાઈ!'



એક પાપડતોડ પહેલવાન અખાડાની બહાર બેઠો બેઠો પ્રાર્થના કરતો હતોઃ હે ભગવાન! કદી બોડી તો તેં બનાવ્યું નહીં, હવે કમસેકમ Antibody તો બનાવી દે!



બેલેન્સ ડાયેટના સેમિનારમાં ભાષણ પૂરું કર્યા પછી બહેને પૂછ્યું. 'તો કઠોળના શા ફાયદા? કોણ કહેશે?'

ભાષણમાં મોડા આવનારા ભાઈએ હાથ ઊંચો કરીને કહ્યુંઃ 'બેન, કઠોળને સમારવું ન પડે એ સૌથી મોટો ફાયદો.'



પત્ની પતિને : તમને કોઈ બીજી મળી ગઈ હોય તો સ્પષ્ટ બોલો.

ભોળો પતિ બોલ્યો : સ્પષ્ટ!



કોરોનાની એવી તો ધાક પેસી ગઈ છે કે હમણાં કાલે મારા લેપટોપની સામે મને છીંક આવી તો લેપટોપનું એન્ટી-વાઈરસ આપોઆપ ચાલુ થઈ ગયું બોલો!



# હાસ્યેન સમાપયેત




એક વરરાજાનો જિલ્લા કલેક્ટરને પત્ર,
''સાહેબ, લગ્નની કંકોતરીમાં વરઘોડાની જગ્યાએ રેલી લખીએ તો ચાલે..?''



''જગતમાં એવી કઈ વસ્તુ છે જે સૌને પૂરતા પ્રમાણમાં મળી છે?''
''બુદ્ધિ! હજી સુધી કોઈએ ફરિયાદ કરી નથી કે એને ઓછી મળી છે.''



બાપુને બેંકમાંથી ફોન આવ્યો, ''હું એસબીઆઈ બેંકમાંથી કવિતા બોલું છું...''
બાપુઃ '' આખી આવડતી હોય તો જ બોલજે.''



''દરેક માણસમાં એક દૈત્ય છુપાયેલો હોય છે...
એની ખાતરી આધારકાર્ડનો ફોટો જોવાથી થઈ જાય છે.''



એક બેન સમોસાનું બહારનું પડ કાઢીને અંદરનો ગર ખાતાં હતાં.
રેંકડીવાળોઃ ''બેન, તમે બહારનું પડ કેમ કાઢીને ખાવ છો?''
બેનઃ ''માંદી છું એટલે ડોક્ટરે બહારનું ખાવાની મનાઈ કરી છે.''



છોકરોઃ ''તું મારા દિલમાં, હૃદયમાં અને કલ્પનમાં રહે છે.''
છોકરીઃ ''ભાઈ તમને કોઈએ ખોટું સરનામું આપ્યું છે. હું તો સુરત રહું છું.''



Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika
Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.